...ॐ...

( સચિત્ર. ) શ્રી સરસ્વત્યૈ નમઃ ! ( સચિત્ર. )

# —ઃઆજ કાલની કેળવણીઃ—

—ઃ એટલે ઃ—

# "સમાજ ની સંધ્યા."

હિન્દુસમાજનું એક હૃદયભેદક દ્રશ્ય

## —ઃપ્રથમ ખંડઃ—


પ્રયોજકઃ—શ્રી. "પુષ્પ."

વાડીફળીઆ પગથીઆ શેરી—સુરત.

( ઝેરની પ્યાલી, છેલ્લા આંસુ, પૃથ્વીરાજ ચૌહાણ, વિગેરેના કર્તા.





પ્રકાશકઃ—

રણછોડલાલ મોતીલાલ શાહ.

બુકસેલર અને પબ્લીશર.

રીચારો…—અમદાવાદ.

આવૃત્તિઃ—બીજી ] સં. [illegible]૨૯. [ પ્રતઃ—૨૦૦૦.

મૂલ્ય.—રૂ. ૦—૧૨—૦.

## શ્રી. "પુષ્પ" ની પ્રસિદ્ધ કૃતિઓ:-

**[ કાવ્યમાં ]**

જળ સમાધિ.
અભાગીની લક્ષ્મી.
રંગમાં ભંગ.
દાનેશ્વરી કરણ.
સુધરેલી સરલા

**[ સામાજીક ]**

નવલશા હીરજી
સમાજની સંધ્યા. ભાગ ૧-૨.
ઝેરની પ્યાલી. ,,
વીણા-વેલી. ,,
લોહીના આંસુ ,,

**[ ઐતિહાસિક ]**

રાજા ભરથરી આ-૬ ઠ્ઠી
સોનેરી સંધ્યા
પૃથ્વીરાજ ચૌહાણ. ભા૧-૨.
છેલ્લા આંસુ ,,
કૃષ્ણાકુમારી (છપાય છે)

**[ ડિટેકટીવ ]**

રાક્ષસી કૂતરો
ખૂની કોણ ?
લાલનો એક્કો
ચોકટનો એક્કો.
મહાદેવીની મૂર્તિ ભા. ૧-૨
જળકુમારી ,,
સરોવરની સુંદરી ,,

**[ ધાર્મિક ]**

ભક્ત સુરદાસ
ભાગ ૧-૨-૩
સંત તુકારામ
ભક્ત પ્રહલાદ

**[ હાસ્યરસિક ]**

ઘડીભર ગમ્મત
બે ઘડી મોજ
ફ્રીફલેસ બેરીસ્ટર
અમેરીકન ડૉકટર

* પોસ્ટેજ સાથે દરેકના આઠ આના *

લખો:—રણછોડલાલ મોતીલાલ શાહ
રીચીરોડ—અમદાવાદ.

પ્રયોજક:— "પુષ્પ" રણછોડલાલ મોતીલાલ શાહ — અમદાવાદ.

# સમાજની સંધ્યા.






મુદ્રકઃ—મૂળચંદભાઇ ત્રીકમલાલ પટેલ.

મુદ્રણાલય—" ધી સૂર્યપ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસ."

મુદ્રણસ્થાન—પાનકોર નાકા—અમદાવાદ.

પ્રકાશક:—રણછોડલાલ મોતીલાલ શાહ.

રીલીફરોડ—અમદાવાદ.

ॐ

—:શ્રી:—

# સમર્પણ.

જૂનું એટલું તમામ સારૂં છે,
નવું એટલું તમામ નઠારૂં છે.
* * * * *
કેવળ પુરૂષોને જ કેળવણીની જરૂર છે,
સ્ત્રીઓને વાંચતાં–લખતાં શીખવાની જરૂર નથી.
* * * * *
પુરૂષો સત્તા–સ્વતંત્રતા અને સ્વામીત્વ લઈ જન્મ્યા છે,
સ્ત્રીઓનું કલ્યાણ ગમે એવા પતિને પ્રભુ ગણી પૂજવામાં છે.
* * * * *
પુરૂષ જમણું અંગ છે, સ્ત્રી ડાબુ અંગ છે.
પુરૂષની કીંમત લાખની છે, સ્ત્રીની કીંમત કોડીની છે.

આવી ભૂલ ભરેલી માન્યતાઓ સ્વિકારવાની સાફ ના પાડી જેમણે એની સ્હામે પોતાની બંડખોર કલમો ઉંચકી છે, એવા સાહસિક સાહિત્ય પ્રેમીઓને......

—: આ ન્હાનકડી સામાજીક કૃતિ :—

* સમર્પણ છે. *

"પુષ્પ"

...શ્રી ૧।..




શ્રીયુત.......................................ના કરકમળમાં

ઠેકાણું—...........................

શ્રી નિવાસ—...............

—: સસ્નેહ સમર્પણ: —

આજકાલની કેળવણી.

—: એટલે :—

# "સમાજ ની સંધ્યા"

સમર્પનાર...............................................

ઠેકાણું:—...............................

શ્રી નિવાસ.....................

તા..................

# "બે બોલ"



મુંબઇના સુપ્રસિદ્ધ દૈનિક "હિન્દુસ્તાન"માં આજ નામે કટકે કટકે પ્રસિદ્ધ થઇ ચૂકેલી આ સામાજીક નવલકથા આજ મ્હારી બાવીસમી કૃતિ તરીકે પુસ્તકના આકારમાં **બીજી વાર બ્હાર** પડે છે.

છતાં એ પત્રમાં પ્રકટ થઇ ચૂકેલી વાર્તામાં અને આ પુસ્તક રૂપે બ્હાર પડનાર નવલકથામાં ઘણો મ્હોટો તફાવત છે. જો કે વસ્તુસંકલના એમની એમજ કાયમ રાખવામાં આવી છે, છતાં કેટલાક પ્રકરણો વધારી એમાં શરતચૂકથી બાકી રહી ગએલાં સમાજના કેટલાક બાકીના અંગોને આમાં છેડવામાં આવ્યા છે. ( જો કે આગળના તમામ પ્રકરણોના લખાણનો આમાં સમાવેશ કરેલો છે. ) તે ઉપરાંત આમાં યોગ્ય જગ્યાએ બેત-બાઝી પણ મૂકવામાં આવી છે.

પુસ્તકમાં કેળવણીને અંગે મ્હારા તરફથી જે જે આદર્શો અને આક્ષેપો રજુ કરવામાં આવ્યાં છે, તત્ સંબંધમાં મ્હારે કહેવાનું એટલું જ છે, કે પ્રત્યેક વાંચક બંધુએ મ્હારી આ નવલકથા પ્રથમ તો પૂરેપૂરી વાંચવી. તે પછી જ પોતાનો સ્વતંત્ર મત બાંધવો.

આમાં ચર્ચેલા **આજકાલની કેળવણી**ના વિષય ઉપરથી કોઈ પણ વાંચકબંધુએ એમ ન માની લેવું, કે હું પ્રાચીન સંસ્કૃતિનો હિમાયતી, અને આજની નવીન સંસ્કૃતિનો ખંડનકર્તા છું. સ્નેહ-લગ્ન, બાળવિધવા-વિવાહ, અને પતિત-પાવન જેવા વિષયોમાં હું દ્રઢ માન્યતા ધરાવું છું. અને તે માટે મ્હારા આ પુસ્તક ઉપરથી જ ગમે તે પ્રકારનો મત બાંધી લેતા પ્હેલાં હું પ્રત્યેક વાંચક બંધુને મ્હારી બીજી, આ પ્હેલાં પ્રકટ થઇ ચૂકેલી, બે સામાજીક નવલકથાઓ "ઝેરની પ્યાલી ભાગ ૧-૨" તથા અભાગીની

લક્ષ્મી—એક આર્ય બાળવિધવા," વાંચવાની ખાસ ભલામણ કરૂં છું. એ પુસ્તકો વાંચ્યા પછી તમે મ્હારા અંતરના આશયો અવશ્ય સમજી શકશો.

હવે આ પુસ્તકના સંબંધમાં બે શબ્દ. આ પુસ્તક દ્વારા મ્હેં ખાસ કરીને આજકાલ અંગ્રેજી ભાષામાં અપાતી કન્યા—કેળવણી, અર્થાત્ સ્ત્રી-કેળવણી ઉપર ભાર મુક્યો છે. (કુમાર—કેળવણી ઉપર અન્ય પુસ્તકમાં અવશ્ય લખવામાં આવશે.) જે કન્યાઓ ભાવિ પ્રજાની માતાઓ થનાર છે, અને જેમના હાથમાં જગતનું પારણું ઝુલાવવાની દોરી છે, તેમને કેવળ આજકાલની પાશ્ચિમાત્ય, સુધરેલી અને સ્વચ્છંદી કેળવણી આપવી ન જોઇએ, પરન્તુ તેની સાથે માતૃભાષા દ્વારા આપણી પ્રાચીન આર્ય સંસ્કૃતિની, સ્ત્રી—ધર્મની, અને પાતિવ્રત્યની આદર્શ કેળવણી પણ સાથે સાથે આપવી જોઇએ.

શેક્સપીઅર અને ટેનીસનના નાટકો ભણાવવાની, ધારાસભા માટે ખુરસીની ઉમેદવારી કરવા બ્હાર પડવાની, કે સ્ટેજ ઉપર "સ્ત્રી—સ્વતંત્રતા"ના ભાષણો કરાવવાની જ કોરી કેળવણી નહી, પરન્તુ રામાયણ, મહાભારત, ગીતા અને ભાગવત જેવા પવિત્ર પુસ્તકોના જ્ઞાન પણ આપવા જોઇએ. ઐતિહાસિક અને પૌરાણિક સતીઓના આદર્શ ચરિત્રો એમની આગળ રજુ કરી, તે તેમના જીવનમાં ઉતારવાં જોઇએ. **આજના યુગની નવી, સુધારક, અને સ્વચ્છન્દ એવી સ્ત્રીઓ નહી, પરન્તુ પ્રાચીન યુગની આદર્શ કન્યા, આદર્શ સ્ત્રી, અને આદર્શ માતાઓ બને, એવાં શુદ્ધ રાજ્યના જ્ઞાન આપવાની જરૂર છે.**

મ્હારા નમ્ર અભિપ્રાય પ્રમાણે તો આજની ભણેલગણેલ (બી. એ. અને એમ. એ બનેલ.) સ્ત્રીઓ "**સ્ત્રી સ્વાતંત્ર્ય**" સિવાય બીજા કોઈ વિષય ઉપર નથી લખતી લેખો, કે નથી ચર્ચતી એ સિવાયની અન્ય કોઇ વાતો. પ્હેરવેશ જુઓ તો પાશ્ચિમાત્ય, ભાષા જુઓ તો પશ્ચિમની, અને વર્તન જુઓ તો પણ વિદેશી જ. કઇ સાક્ષર સ્ત્રીનો પતિ મ્હને છાતી ઠોકીને કહી શકશે, "કે મ્હારી બી. એ. બનેલી બૈરી મ્હને રોજ પ્રેમપૂર્વક હાથે રાંધીને ખવડાવે છે ? (અર્થાત્ પાકશાસ્ત્રમાં નિપૂણ છે.) પ્હેરવેશમાં સાદી છે,

તેમજ પતિભક્ત છે ?' ટુંકામાં આજકાલના સુધારા અને ફેશનથી વિરૂદ્ધ હોઇ, પ્રાચીન ઉજ્વળ આર્ય સંસ્કૃતિને પોતાના વર્તનમાં સર્વાંશે વધાવી લેનાર કોઈ કેળવાયલી સ્ત્રી છે ? હોય તો તે જૂજ. ગણીગાંઠી. બાકી સેંકડે નવ્વાણુ-તો મ્હારા જ મતને અનુમોદન દેનાર નીકળશે. અરે ! "**સ્ત્રી સ્વાતંત્ર્ય**" ના મ્હોટા મ્હોટા ભાષણો કરનાર વિદ્વાનો પણ પોતાના ઘરમાં કયાં તો સ્ત્રીઓને ગુલામ ગણે છે, અજ્ઞાન રાખે છે, કયાં તો પોતે જ સ્ત્રીઓના ગુલામ હોય છે. પ્રભુતા કોને પ્રિય નથી ? અને એટલા જ માટે જાણે અજાણે પણ દરેક મનુષ્ય સમાનતાના સિદ્ધાંત--કિનારા ઉપરથી સ્વામિત્વ રૂપી અધિકારની સરિતામાં કોઇ કોઇ વખત લપસી જાય છે. એકલાં પુરૂષ જ નહિ, પરન્તુ સ્ત્રી અને પુરૂષ બંને.

છેવટ મ્હારી આ સામાજીક કૃતિની બીજી આવૃત્તિ રા. રણછોડલાલ શાહ તરફથી બ્હાર પાડવા માટે મ્હારા એમને તથા જે સાહિત્ય પ્રેમી બંધુ-ઓએ મ્હારા આ સાહસને આવું સુંદર ઉત્તેજન આપી મ્હારી લેખીનીને આ દિશામાં આગળ વધવા ઉત્સાહની શાહીમાં તરબોળી આપી છે, એમને મ્હારા હાર્દિક અભિનન્દન હો !

જનસમાજ મ્હને મ્હારા સાહિત્ય-દ્વારા થતી યત્કિંચિત આ સમાજ-સેવાના કાર્યમાં આજ પ્રમાણે ઉત્તેજન આપી કૃતકૃત્ય કરતી રહે, અને પ્રભો ! મ્હારી અવશેષ ઇચ્છાઓ આ પ્રમાણે જ પાર પાડતા રહે ! એવી સ્વાર્થી અ-ભિલાષા સાથે અત્રે વિરમીશ.

| | | |
|---|---|---|
| ચૈત્રી પૂર્ણિમા.<br>સંવત્ ૧૯૮૫.<br>તા. ૨૩-૪--૨૯ | ભવદીય:-"પુષ્પ."<br>**ગમનલાલ હીરાલાલ બદામી.** | વાડીફળીઆ<br>પગથીઆ શેરી.<br>સુરત. |

## આજકાલની કેળવણી

—:એટલે:—

# "સમાજ"ના સંદેશા."

પુષ્પ: ૧.

### ભણેલો ભિખારી.



"ના ખતા જાવ, નાખતા જાવ, ઓ દયાળુ દેવ! તમારી દયાની રોટલીના સુકા ટુકડા અમારી **ભણેલા ભીખારી**ની ઝોળીમાં પણ થોડા નાખતા જાવ. દેવી વિધાતા! દુનિયાના બીજા ગરીબોની પેઠે અમારી ઉપર પણ થોડી ઘણી રે'મ રાખતા જાવ. જે ઈશ્વરે અમને સર્જ્યા છે, તેજ ઈશ્વરે એમને પણ સર્જ્યાં છે. જે જગતમાં અમે ભીખ માગતા ફરીએ છીએ, તેજ જગતમાં એ લોકો પણ ફરી રહ્યાં છે. તો પછી અમારી અને એમની વચ્ચે આટલો બધો આકાશપાતાળનો ફર્ક કેમ!

ઉલ્ટાં એ ભિખારીઓ તો અભણ છે, જ્યારે અમે તો ભણેલા ભિખારીઓ છીએ. છતાં પણ અમારી હાલત આજ એમનાથીય વધારે ખરાબ છે. શું સરસ્વતી દેવીના ઉપાસકોને, પૂજકોને, પ્રેમીઓને અને આશકોને અખિલ જીવનભર આવી ગરીબીના જ લ્હાવા લૂટવાના મળતા હશે! શું શારદાના સેવકોને ભાલે આવી ભિખારી અવસ્થા જ ભોગવવાના શાપ સર્જાતાં હશે! જો એમ જ હોય, તો ઓ વિશ્વવંદનીય વિદ્યાદેવી! ત્હને મ્હારા આજથી સાષ્ટાંગ પ્રણામ હો!"

એ યુવાન લેખકે પોતાની લેખીનીને જમીન ઉપર મૂકી દીધી. પોતાની અર્ધ લખેલી નવલકથા પ્રતિ જોઈ તે પુનઃ બોલવા લાગ્યો: "લખી લખીને શું કરૂં? લખવાથી કંઇ આહાર—નિદ્રા થોડી ઓછી થવાની છે? નહિજ. પરન્તુ આ દુર્ભાગ્ય બધી ભાષાઓના સેવકોના નસીબમાં નથી હોતું. હતભાગીની ગુર્જર-ગીરાની અને તેના ગણ્યા ગાંઠયા સાહિત્યપ્રિય લેખકોની જ આ દશા છે. ગરીબડું ગુજરાત, અને ગરીબડી ગુજરાતી. એજ પ્રમાણે ગરીબડા એના લેખકો, અને ગરીબડા એના કાવઓ!

અરેરે! ગુજરાતી સાહિત્યની તથા તેના સેવકોની આજકાલ થઈ રહેલી દુર્દશા તો જુઓ. એનો નંબર આજે સહૂથી છેલ્લો. એની કીંમત આજે "શું શાં પૈસા ચાર."

ગુર્જર—ગીરા ઉદ્ધારવાને કોઈ પાસે ધન નથી,
આજે શ્રીમંતોનું હવે સાહિત્ય ઉપ્પર મન નથી.
શ્રી શારદાના સેવકોને કંઇ જ ઉત્તેજન નથી,
ગુર્જરગીરાના ફકીરોની કાય પર કફન નથી.
આજે કવિઓની કલમ! હતભાગ્ય આંસુ સારતી,
ક્યાં ગઈ? પોકારતી મા ભવ્ય મ્હારી ભારતી.

આજકાલના લેખકો એટલે શું ? કવિઓ એટલે શું ?
**ભણેલા ભિખારી.**

ભૂખે મરે છે લેખકો...ને લેખની કીંમત નથી,
આજે કલમ પર કૂદવાની કોઇને હીંમત નથી.
ક્યાં છે કળાપ્રેમી જીવન ? ક્યાં કળાવન્તા ગોખ છે ?
સાહિત્યની ક્યાં છે કદર ? સાહિત્યનો ક્યાં શોખ છે ?
જે લેખીનીથી જીવનમાં...અમૃત–રસ–બિન્દુ ઝરે,
આજે અભાગી એ કલમથી હાય ! આંસુ નીતરે.

લક્ષ્મી અને સરસ્વતી ! એ બંનેને પરાપૂર્વનું અદાવત.

ભૂખે મરીને દેશમાં કંઈ જીવ આજે છોડતાં,
કંટાળી કરવા આપઘાતો કંઇ યુવાનો દોડતાં.
આજની કેળવણીથી નહિ દેશનો ઉદ્ધાર છે,
આજના ભણતર વિષે પણ ધૂળનો નહિ સાર છે.
કંગાલ લેખક ને કવી...કર કપાલે પટકી રહ્યા,
**બસ નોકરી માટે યુવાનો આજના ભટકી રહ્યા.**

મ્હેં ગઇ કાલે જ વાંચ્યું કે, એક પાંત્રીસ રૂપીયાના કલાર્કની સાધારણ કામચલાઉ જગ્યાને માટે સવાસો ગ્રેજ્યુએટ, અઢીસો એમ. એ. અને કંઇ કેટલા મેટ્રીકપાસ યુવાનોએ ઉમેદવાર તરીકે અરજીઓ કરી હતી. આ અમારા આર્યાવર્તની કેળવણી ! આ અમારા હિન્દીઓની આજકાલની સ્થિતિ ! જ્યાં જાય, ત્યાં આજના ભણેલા ગણેલા યુવાન એકજ પ્રશ્ન પૂછે "ભાઇ કાંઇ નોકરી છે?" અને તેને જવાબ પણ એક જ મળે, "No vacancy. જગ્યા નથી."

ભૂખે મરે છે દેશબંધુ દાઝ તેની છે નહી,
હિન્દુ છતાંયે હિન્દુને ઉત્તેજનો આપે નહી.

ભારતભૂમિના હાડ, ચર્મ, રૂધીર સૌ શોષાય છે,
ભૂખે મરે છે દેશીઓ પરદેશીઓ પોષાય છે,

ભારતવાસી ફોડતાં...જુઓ સ્વહસ્તે ભાલ,
હતભાગી આ હિન્દના આજે છે બેહાલ.

જ્યાં જુઓ ત્યાં અમારા દેશમાં પ્હેલી પસંદગી આજ પરદેશીને. મ્હોટી જગ્યા આજ વિદેશીને. Frist Preference will be given to the foreigners.

દેશીઓના દીલમાંથી દેશપ્રેમ જતો રહ્યો,
ઝરો વ્હેતો લાગણી ને દયાનો સૂકાઇ ગયો.
ઝેર વેરે દેશનો પૈસો વિદેશે વહી રહ્યો,
**દાતાર મ્હારો દેશ તે પોતે ભિખારી થઇ રહ્યો.**

આજની શાળાઓમાં સ્વતંત્ર વ્યાપારી કેળવણીના નહી, પરન્તુ નોકરીના જ શિક્ષણ મળી રહ્યાં છે. અને તેથી જ...

વ્યાપાર ધંધો દેશનો...તડતડ બધો તૂટી ગયો,
પૈસો અમારા દેશમાંથી સમૂળો ખૂટી ગયો.
હિન્દી–કળા, કારિગરીનો કુંભ ખાલી થઇ ગયો,
વાયુ વિલાયતનો બધું બાવા બનાવી લઈ ગયો.
વાયો પવન પશ્ચિમનો...વ્યાપાર તેમજ વેશને,
**આજે કરી મૂક્યો અમે નાગો અમારા દેશને.**

જ્યાં અમેજ પોતાને હાથે પોતાની કુહાડી પોતાના પગમાં મારી છે, ત્યાં પછી દોષ કોને દેવો? માતૃભાષાના જ્ઞાન ગયાં, શોખ ગયાં, સ્નેહ ગયાં. પરભાષાનો મોહ વધ્યો, અને ગુજરાતી સાહિત્યની કદર અને કિંમત જતાં તેના આ હાલ થયા. એ આજના અભાગી

યુવાનોને અને આજની નોકરીયાત કેળવણીને આભારી ! ગુર્જર–ગીરાને ઉત્તેજન ઓછું ! એની ઉપર મન પણ ઓછું ! પછી એના સેવકોનો આમ ભૂખમરો થાય, એના જવાબદાર એ આર્યભાષાના, એ આદર્શ કેળવણીના, એ આર્ય સંસ્કૃતિના ઉચ્છેદકો અને વિરોધીઓ જ છે.

વ્યાપારનું નહિ નામ આજે નોકરીની વાત છે,
એક જ કુવામાં સર્વ જણનો આજ ઝંપાપાત છે.
આજના યુવાનનું વ્યાપારમાં દિલ નહિ વળે,
આજની શાળા વિષે સર્વીસના શિક્ષણ મળે.

**જ્યાં જ્યાં જુઓ ત્યાં નોકરી મળતી નથી ઉદ્દગાર છે,**
**હિન્દમાં પરદેશીઓનો આજ બેડો પાર છે.**

અરે ! પણ આમ બેસી રહ્યે, અને અંતરના ઉભરાં ઠાલવ્યે મ્હારૂં શું વળવાનું છે ? લાવ જરા આંટો મારી આવું. મહેનત વગર ઘેર બેઠાં કંઇ થોડું મળવાનું હતું ? પેટ શું નથી કરાવતું ? ખરેખર ! આવી ભિખારી અવસ્થામાં પણ સ્વમાન સાચવનાર વીરલા !

+ + × +

કલકત્તાના ધનાઢ્ય વ્યાપારી શેઠ લીલાધરને ત્યાં પ્રબોધ નોકરી કરતો હતો. પોતાની નજીવી કમાણીમાંથી તે કરકસર કરીને મહીને બે પાંચ રૂપીઆ બચાવતો, અને તે શેઠને ત્યાં જ જમે કરાવતો.

વખતના વ્હેવા સાથે પ્રબોધનો આયુષ્યદોર પણ આવી રહ્યો. પોતાની અણધારી માંદગી વખતે તેણે એકાએક વૃદ્ધ શેઠ લીલાધરના અકાળ મૃત્યુ–સમાચાર સાંભળ્યા. લીલાધરને સંતાનમાં એક પુત્ર અને એક પુત્રી હતા. પુત્રનું નામ અરવિન્દ અને પુત્રીનું નામ ઉષા.

પ્રબોધ પોતાના શેઠના આ સંતાનોનો સ્વભાવ સારી રીતે જાણતો હોવાથી, અને એનું સર્વ કંઇ રળેલું એના શેઠને ત્યાં જ અનામત પડેલું હોવાથી, એને હવે માંદગીને બિછાને પડયા પડયા પણ ચિન્તા થવા લાગી.

એક રાત્રે એને એની જીવનદોરી ઉપર અવિશ્વાસ આવતાં એણે પોતાની પતિવ્રતા પત્ની પ્રભાદેવીને પોતાની પાસે બોલાવી. સાધ્વી પ્રભા આવી પતિની પાસે બેઠી, એટલે પ્રબોધે તેના હાથમાં એક ચોપડી મૂકી.

" દેવી ! હું હવે થોડી જ વારનો પરોણો છું. મ્હારા મૃત્યુ પુઠે તું અને પુષ્પક બંને તમારા જીવન સાદાઈ અને સંતોષમાં સુખ રૂપે વિતાડી શકો, એટલું ધન મ્હેં મ્હારા શેઠને ત્યાં અનામત મૂકયું છે. માટે એ તું લઇ આવજે. કાલ ઉઠીને પુત્ર મ્હોટો થશે, એટલે દિવસ ફરી જશે. એને બરાબર ભણાવજે. "

આંખમાંથી આંસુનું એક ટીપું, અને દ્વાર ખખડયાં. પ્રભાએ ઉઠી એ ખોલ્યાં. શેઠ લીલાધરનો પુત્ર અરવિન્દ અંદર દાખલ થયો. ઓગણીસથી વીસ વરસના આ તરૂણ યુવાનને પોતાને ઘેર આવેલો જોતાં જ પ્રબોધ ગળાગળો થઇ ગયો.

" ભાઇ ! આજ કંઇ અહીં ? " -

" ખાસ, આપની તબીયતના સમાચાર જાણવા. તમે પિતાજીના અકાળ અવસાનની ખબર તો સાંભળી હશે ?"

" હા...મ્હારી માંદગીમાં મ્હેં એ સમાચાર સાંભળ્યા હતા, પરન્તુ હું કમનસીબ એ વખતે લાચાર હતો. "

" હશે, ઇશ્વરનું ધાર્યું તે થઇ ગયું. પ્રબોધરાય ! હવે આપની તબિયત કેમ છે ? મ્હારા પિતાજીએ મરતી વખતે મ્હને કહ્યું હતું, કે પ્રબોધરાય માંદા છે. મ્હારાથી એમને અને એમનાથી મ્હને છેલ્લી વખતે મળી શકાયું નથી. માટે ત્હારે એને ત્યાં જઇ એના અનામત પૈસા પ્હોંચતા કરવા. "

" અને એટલા માટે જ આપને અત્યારે તસ્દી લેવી પડી ?"

" હા. પ્રમોદરાય ! આપના નિકળતાં પૈસા હું કાલ હીસાબ કરીને મોકલી આપીશ. "

" ના...ના...શેઠજી ! એટલી બધી શી ઉતાવળ છે ? હાલમાં મ્હને પૈસાની જરૂર પણ નથી. મ્હારા મર્ણ બાદ તમે મ્હારી અનાથ પ્રભાને અને મ્હારા પુષ્પકને ઉછેરજો...એટલે જ બસ."

પવિત્ર ભોળા અને નિખાલસ દીલનો પ્રમોદરાય યુવાન અરવિન્દની ચાલાકીમાં ફસાયો. એની શંકા ભાંગી ગઇ. ખાનદાન શ્રીમાનના મીઠાં વચનો ઉપર વિશ્વાસ મૂકતાં એણે પોતાની પત્નીને બૂમ મારી: " પુષ્પક ! ઓ પુષ્પક ! "

પ્રભા કે જે અરવિન્દના આગમને અંદરના ખંડમાં ચાલી ગઇ હતી, ને પતિની બૂમ સાંભળતાં જ પાસે આવી ઉભી રહી. " શું કહો છો ? "

" આપણા પુષ્પકને લાવ. "

ભર ઉંઘમાં પડેલા અગીઆર વરસના બાળકને ઉંઘમાંથી ઢંઢોળી પ્રભા પતિની પાસે લાવી. આંખો ચોળતાં એ પુત્રને શેઠ–પુત્ર અરવિન્દના હાથમાં આપતાં એ ભોળો અને વિશ્વાસુ પ્રબોધ બોલ્યો:

" શેઠજી ! આ મ્હારૂં અનાથ બાળક ! હું તમારા હાથમાં મૂકી હવે સંતોષથી મરીશ. એને ભણાવી ગણાવી મ્હોટો કરવાનું કામ તમારે માથે. "

એ પળ ! અને પછી પ્રબોધરાયનો પત્ની–પુત્રની ચિન્તામાં રહી ગયેલો પ્રાણ આ દુનિયામાંથી છૂટો થયો. એની તમામ યોગ્ય દેહાન્ત ક્રિયાઓ પોતાને ખર્ચે કરી, એ અનાથ વિધવાને ઉપર ઉપરનું આશ્વાસન આપી અરવિન્દ પોતાને રસ્તે પડયો.

દિવસ ઉપર દિવસ ગયા, છતાં ન મળે અરવિન્દનો હવે આંગણે પગ, કે ન મળે નીકળતા નાણાનો જવાબ ! છેવટ હારીને બાપડી અનાથ વિધવાએ અડવાડીયામાં જ ધણીનો ખૂણો પાળવો આઘો મુકયો. એકના એક પુત્રને માટે એ વિધવા માતા પતિની આપેલી ચોપડી લઇ પોતાની આજીવિકાનું સાધન લેવા લપાતી છૂપાતી અરવિન્દને આંગણે આવી.

પરન્તુ એ કપટી શેઠે ' હિસાબ ગણતાં બરાબર બે દિવસ થશે, માટે ચોપડી અહીં મૂકી જાવ, ત્રીજે દિવસે આવજો. ' એવો ઉડાઉ જવાબ આપ્યો.

" પણ હાલમાં મ્હારી પાસે વાપરવાને માટે......"

" ફિકર નહિ. આ દશ રૂપીઆ ઉપર ટપકે લેતા જાવ. આપણે એ હિસાબમાં સમજી લઇશું. "

પવિત્ર હૃદયની પ્રભાએ અરવિન્દનુ પાપી અંતઃકરણ પોતાના જેવું પવિત્ર જ જોયું. વિશ્વાસે લેણાની ચોપડી ત્યાં મૂકી એ દશ રૂપીઆ લઇ ઘેર પાછી ફરી, એટલે અરવિન્દે એમાંથી લેણાના પાના ફાડી નાખ્યા.

જ્યારે ત્રીજે દિવસે હિસાબ થયો, ત્યારેજ પ્રભાને સમજાયું, કે તેની સાથે દગો રમવામાં આવ્યો છે. " તમારા પતિએ અમારે ત્યાં

મ્હોટી રકમ અનામત મૂકી હતી ખરી, પરન્તુ એમની માંદગીમાં થયેલો ઉપાડ એથી વધુ હોય, ઉલ્ટાં અમારાં તમારી પાસે સવાસો રૂપીઆ લેણા નીકળે છે. તેમાં પણ તમને પરમ દિવસે આપેલાં રૂા. દશ અને તમારા પતિની મૃત્યુક્રિયા માટે કરેલો ખર્ચ તો હું ગણતો જ નથી." એવો જવાબ અરવિન્દના મોઢામાંથી નીકળતાં જ તે અનાથ વિધવા સ્થંભી ગઇ.

"પણ શેઠજી! એ તો એમ કહેતા હતા, કે..."

"અરે કહ્યું એણે! એ તો તમને બૈરાંઓને સમજાવવાને માટે. અહીં તો જે તમારો ને અમારો હિસાબનો ચોપડો કાયદેસર બોલે છે, તેજ પ્રમાણે જોવાનું છે."

"પણ હું રૂપીઆ સવાસો ક્યાંથી લાવું?"

"જો તમને એ દેવામાંથી છૂટવું હોય તો...એક રસ્તો બતાવું."

"કયો રસ્તો?"

"એ અહીં બતાવાય એમ નથી. તમે મ્હને ઘેર મળજો."

પ્રભા એના બોલવાના હાવભાવ અને ચ્હેનચાળા ઉપરથી એની દુષ્ટ દાનત કળી ગઇ. તે સિંહણની પેઠે ગર્જી: "મ્હારે તમને નથી મળવું. હું તમારી નેમ બરાબર સમજી ગઇ છું."

"તો ત્હારી મરજી; મ્હારા રૂપીઆ ભરપાઇ કરી દેજે."

"પણ ક્યાંથી? ઉલ્ટી આ વખતે તો તમારે અમને મદદ કરવી જોઇએ. એને બદલે......"

"બસ, હું હવે બીજું કંઇ જ કે'વા માગતો નથી. કાયદેસર રૂપીઆ નહિ મળે, તો તમારૂં ઘર લીલામ કરીને પણ છેવટ્ વસૂલ કરવામાં આવશે."

" ઓ કે'વાતા આબરૂદાર શેઠ ! મ્હારા જેવી અનાથ વિધવાઓને રડાવી તેમના નિશ્વાસનો એકઠો કરેલો ત્હારો આ પાપનો પૈસો તું સુખે કદી પણ નહિ ભોગવે. ત્હારી આ ગગનચુંબિત મ્હેલાત માટીમાં મળજો. ત્હારા વૈભવ, વિલાસ, સુખ, સંપત, અને સાહ્યબીમાં લ્હાય લાગજો. મ્હારી–ગરીબ વિધવાની આંતરડી જેવી કકળાવી છે, તેવી જ ત્હારી પણ કકળજો. તું કમોતે મરજે. "

અનાથ વિધવા પ્રભા અંતરથી આવા અભિશાપ વરસાવ્યા પછી એ ગરીબોની ગરદન પર છૂરી મૂકનાર શેઠીયાના મકાનમાં એક ક્ષણ પણ ન ઉભી રહી. ઘેર જઇ એણે પોતાના પુત્રને છાતી સરસો દબાવ્યો. નાદાન બાળકને મોઢે એણે તમામ વાત કહી સંભળાવી. પરન્તુ અરવિન્દનું નામ એના પવિત્ર મુખમાંથી નહિ નીકળ્યું. એ નામ કહ્યા પ્હેલાં જ એણે પોતાનો દેહ છોડી દીધો. તેજ રાત્રે એ અભાગીની વિધવાએ પોતાની પવિત્રતાને સંરક્ષવા આપઘાતનો એ છેલ્લો ઉપાય અજમાવી લીધો.

નાદાન પરન્તુ ચતુર બાળક માતાના છેલ્લા શબ્દોનું રહસ્ય સારી રીતે સમજ્યો હતો, પરન્તુ 'એનું મૂળ અરવિન્દ શેઠ છે,' એ વાત તે ન્હોતો જાણતો. સવારે એક પાડોશીને દયા આવી, એટલે એ તે દશ વર્ષના બાળક પુષ્પધન્વાને અરવિન્દ શેઠને ત્યાં લઇ ગયો. આબરૂદાર ગણાતા અરવિન્દને અંતે મને કમને પણ એ બાળકને પોતાને ત્યાં રાખવો પડ્યો–ઉછેરવો પડ્યો. કદાચ ઇશ્વરે જ એના પાપી હૃદયમાં એને એ પ્રેરણા કરી હશે ! પરન્તુ તેને ન્હોતી ખબર કે તે દૂધ પાઇને ઝેરી સાપના બચ્ચાને ઉછેરી રહ્યો છે.

પુષ્પકે સાત વર્ષ તો શેઠને ત્યાં સુખેદુઃખે ખેંચી કાઢ્યા, પરન્તુ

હવે અરવિન્દ પુષ્પકને, અને પુષ્પક અરવિન્દને એમ બંને પોતાના કાર્યક્ષેત્રમાં એકેકને કાંટાની માફક ખૂંચવા માંડયા. એટલે લાગ જોઇ એક દિવસ પુષ્પકે જ અરવિન્દના ઘરમાંથી રજા લીધી. પોતાના માતાપિતાના વારસા રૂપ જે ન્હાનકડું ઘર હતું, તે ઉઘાડી તેમાં એ રહેવા લાગ્યો.

“ કંજુસાઇ અને પાપને રસ્તે ભેગી કરેલી લક્ષ્મીની મદદ હવે ન જ લેવી, ’ એવો દ્રઢ સંકલ્પ કરી ચૂકેલો પુષ્પધન્વા અરવિન્દને ત્યાં હવે હાથ ધરવા ન્હોતો જતો, તેમ અરવિન્દ પણ તેને વારંવાર પોતાના ઉપકારોની સ્મૃતિ આપી, વાક્બાણોથી વિંધવામાં કંઇ જ બાકી ન્હોતો રાખતો. તેમ છતાં પોતાને ન્હાનેથી મ્હોટો કરનાર અરવિન્દનો ઉપકાર પુષ્પક હજુ ન્હોતો ભૂલ્યો. તેને તે પોતાના મ્હોટાભાઇ તરીકે લેખતો હતો.

અઢાર વર્ષની તરૂણ વયે તેણે અંગ્રેજી પ્રથમ વર્ષની પરીક્ષા પસાર કરી અભ્યાસ છોડયો. નોકરીને માટે બહુ બહુ ફાંફાં માર્યાં, છતાં ક્યાંયે ભાળ ન લાગવાથી, અંતે હારી તેણે કલમને હાથમાં પકડી. તેનામાં પ્રતિભા, કવિત્વશક્તિ અને ઓજસના ઇશ્વરદત્ત ભંડાર હતાં.

પરન્તુ આજના માસીકો અને છાપાઓ એની પાસે વિનામૂલ્યે લખાણો માગતા. કોઇ પ્રકાશક એ ઉગતા લેખકને પૈસા આપવાની વાત ન કરતો. પુષ્પધન્વાની અફસોસીનું કારણ આ જ હતું.

* * * *

આજ તે " **આપણો દેશ –યાને:– ભિખારી ભારત.** " નામનું પુસ્તક લખી રહ્યો હતો. અરવિન્દ શેઠના સ્વભાવથી તે પૂરેપૂરો પરિચિત હતો, એટલે તેની પાસે હાથ ધરવા જવા કરતાં તો તે ભૂખે મરવાનું જ વધુ પસંદ કરતો હતો.

બબ્બે દિવસના ઉપવાસ તેણે શાન્તિથી સહન કર્યાં. આજ ત્રીજે દિવસે અર્ધીપર્ધી લખેલી ચોપડી બગલમાં મારી તેણે વસ્ત્રો પહેર્યાં. તેની આંખો પલકારે પલકારે, હૃદય ધબકારે ધબકારે, અને નાક શ્વાસે શ્વાસે લેખકોની આવી કંગાલ દશા ઉપર નિશ્વાસ છોડી રહ્યાં હતાં.

એક મ્હોટા પ્રકાશક મહાશયની દુકાને જઇ કંગાલ પુષ્પધન્વા ઉભો રહ્યો, એટલે એને પૂછવામાં આવ્યું: " તમે કોણ છો ? "

" જી ! એક **ભણેલો ભિખારી.** "

પ્રકાશકને તેના આ વિચિત્ર જવાબથી કંઇક આશ્ચર્ય થયું, અને કંઈક હસવું પણ આવ્યું. " તમારૂં પધારવું કેમ થયું છે ? તમે ક્યાં રહો છો ? " એણે ઉપરાઉપરી બે પ્રશ્નો પૂછી નાખ્યા.

" શેઠજી ! હું એક કંગાલ લેખક છું, છતાં સાહિત્યનો પ્રેમી છું. આપ મ્હારૂં આ પુસ્તક રાખશો ? "

" બેસો. બેસો. તમારા પુસ્તકનું નામ શું છે ? "

" **ભિખારી ભારત.** "

" છટ્ ! તમે લેખક થયા છો, પરન્તુ તમને પ્હેલું નામ રાખતાં જ ક્યાં આવડ્યું છે ? આજકાલના જમાનાને આવાં સાદા નામો પસંદ જ કેમ પડે ? આજકાલ તો કોઇ અપ–ટુ–ડેટ (આકર્ષક) નામ રાખવા જોઇએ. પછી અંદર ગમે તે હોય તો પણ ચાલ્યું જાય. સમજ્યા, મ્હારા મ્હેરબાન ? "

"પણ શેઠજી! આપણે નામ સાથે ક્યાં કામ છે? તમે કહેશો તો આપણે એ બદલી નાખીશું."

"એ તો હવે સમજ્યા. ઠીક......હવે અંદરનો થોડો સારામાં સારો ભાગ વાંચી સંભળાવો, જોઉં."

"સાંભળો..." પુષ્પકે પોતાની નવલકથા માંહેનો એક વચલો ટુકડો વાંચવો શરૂ કર્યો.

*　　*　　*　　*

તલવાર ભાલા તેગ બરછી દેશમાં પયદા કરો,
જે જે જરૂરી ચીજ તે તૈયાર સહુ અહીંયા કરો.
દેશી થયા તો દેશની ચીજો વિષે ગૌરવ ધરો,
બનતાં સુધી વસ્તુ સ્વદેશી ભાઇ બ્હેનો વાપરો.

દેશની કારીગરીને......વધાવો ઉત્તેજને,
દેખાડી આપો હિન્દી–કારિગરથી શું શું નહિ બને?

ઉત્તેજનોની વાર છે...બાકી બધું તૈયાર છે,
જો એ મળ્યું તો હિન્દનો સમજો કે બેડા પાર છે.

આ આપણા દેશીઓની શોધ! આ આપણા હિન્દી–બાંધવોની કારિગરી! કહો **ઉત્તેજન હોય તો માણસ શું નથી કરી શકતો?**

જે દેશમાં ઉત્તેજનો હદપાર–બેશુમાર છે,
તે દેશનો વેપાર વિજયી તેમ ધમધોકાર છે.
પૈસા વિનાનું કંઇ નહિ...એનો જ જયજયકાર છે,
એના વિના આ દેશનો ભિક્ષુકનો અવતાર છે.

**ભાઇ! ભારતવર્ષના એકેએક ધનીકો અને રાજા-મહારાજાઓ પોતાનો લખલૂટ પૈસો નાચ, ગાન, શરાબ**

**અને શિકાર કે સ્હેલગાહના ખોટા શોખમાં વાપરે, તેના કરતાં આવાં દેશના આશાવન્તા ઉદ્યમીઓને ઉત્તેજનાથે વાપરતા હોય તો કેવું સારૂં ! કેટલા બધાં કંગાલ અને નિરુદ્યમીઓને એથી રાહત મળે !**

શોધકો અમ દેશમાં તો ભલભલા તૈયાર છે,
ઢાકા તણી મલમલ તણો તાદ્રશ્ય એક ચિતાર છે.
મોંઘું **મયૂરાસન**, ખૂબી શી **તાજમ્હેલે** વાપરી !
**પશ્ચિમની નહિ પૂર્વની છે એ કળા-કારિગરી.**

*　　*　　*　　*　　*

**ભા**રત બધાનું નાક છે, સહુ દેશનો શણગાર છે,
ધર્મ વિદ્યા જ્ઞાન ને ચઢતા **વળી** વ્યાપાર છે.
નિકાશ પણ આ દેશની નૌતમ નમૂનેદાર છે,
**આ હિન્દ જેના હાથમાં બસ તેનો બેડો પાર છે.**

માટે તમે પણ હિન્દમાંથી પાકો થવા પરદેશ ચઢતો કાચો માલ તમારા પોતાના કારખાનાઓમાં જ પાકો બનાવો.

આ દેશમાં ઉદ્યોગ શાળાની બહુજ જરૂર છે,
આપણો આ હિન્દ ,શોધક-રત્નથી ભરપૂર છે.
હીરા પડયા છે ખાણમાં પણ પ્હેલ પાડો વાર એ,
પૉલીસ થાતાં-ચમકતાં આબાદ ગોળી બ્હાર છે. "

*　　*　　*　　*

"રે'વા દે...રે'વા દે. ભાઈ! ત્હારી ચોપડી ત્હનેજ મુબારક હો. મ્હારે નથી છાપવી. પાછી લઇ જા."

" પણ કેમ ! કેમ ! શેઠજી ! શું છે ?"

"અરે મૂરખા ! આવાં આવાં ટાહ્યલાં અને નાટકીયા જેવા ઉપદેશોની વાતોમાં તે વળી આજકાલના લોકોને રસ પડે ખરો કે?"

"ત્યારે...?"

"શૃંગારરસ લખો, શૃંગારરસ. એ પ્રેમલા-પ્રેમલીના ટાહ્યલાંની વાતો ન લખીએ, તો આજના કોઈ નાટક, કોઈ સીનેમા કે, કોઈ પુસ્તકનું ઠાઠીયું ચાલે જ નહિ. સમજ્યો ? આજના શોખીન જમાનાને તો એવું એવું જોઈએ છે."

"ત્યારે ભલે રહ્યું, એ મ્હારૂં લખાણ. તમે કહેશો એવું લખી આપીશ. પછી કંઇ છે?"

"પણ હાલમાં અમારો કાયદો જાણો છો?"

"શું વારૂ?"

"આજકાલ એટલા બધા લેખકો અમારી દુકાને પોતાના ચોપડા લઈ તે છપાવવા આંટા ખાય છે, કે વાત નહિ પૂછો. પૈસો લેવાદેવાની વાત તો દૂર રહી, પણ એમને એમ મફત લખી આપવા પણ તૈયાર છે. અને વળી પૈસા આપો તો લેખક તરીકે તમારૂં નામ પણ ગોઠવી દેવા તૈયાર છે. બોલો, ત્યાં અમને પૈસા આપવા ક્યાંથી પરવડે ?"

"પણ શેઠજી! એવાં લખાણોમાં પછી દમ પણ શું હોય? ઉલ્ટા એવા એવા નગ્ન લેખો લખી લખીને તેના લેખકો, અને તેને છપાવી છપાવીને તમારા જેવા પ્રકાશકો, ગરીબડા ગુજરાતી સાહિત્યની અધોગતિમાં દિનદિન ઓછપ કરવાને બદલે એમાં ઉલ્ટો ઉમેરો કરતા

જાય છે. ખરૂં પૂછો તો તમારે એવા લેભાગુ લેખકોને ઉત્તેજન જ ન આપવા જોઇએ."

"એ અમને ન પરવડે. અમને તો જે મફત આપે, એ પ્હેલો. પછી એમાં ધૂળ હોય કે સોનું, એ જોવાનું ઓછું. જરા ઉપરની ટાપટીપ અને નામ ફાંકડું મૂકયું, અંદર બેચાર શૃંગારિક ચિત્રો મૂકયા, અને સારા સારા છાપાઓમાં ચુનંદા જાહેરખબરો મૂકી, કે આ ગાડું ચાલ્યું. બોલો તમારાથી એવું એવું લખાશે, એવું એવું થશે?"

"નહિજી! મ્હેં તો જ્યારથી કલમ હાથમાં પકડી છે, ત્યારથી જ એવી ભિષ્મ–પ્રતિજ્ઞા કીધી છે, કે મ્હારી કલમથી મ્હારા દેશની ઉન્નતિ થાય, એવું મ્હારાથી ભલે ન લખાય, પરન્તુ મ્હારા લખાણથી દિનદિન અવનતિની ઉંડી ખીણમાં સરી પડતાં દેશને, અને તેના સાહિત્યને, ઉત્તેજન રૂપ થાય એવું તો ન જ ચિતરાવું જોઇએ."

"ત્યારે તમારો અમારો મેળ કાળાંતરે નહિ મળે."

"અફસોસ!" કહી બાપડો પુષ્પક પોતાના લખાણની પોટલી બગલમા મારી જેવો ઉઠવા જાય છે, ત્યાં તો તે દુકાન આગળ એક ગાડી આવી ઉભી રહી. માંહેથી બે વ્યકિતઓ નીચે ઉતરી. એમાંના એકને પુષ્પકે તરત ઓળખી કાઢી.

"કોણ **અરવિન્દ** શેઠ!"

"હા, અને તું પુષ્પક! અલ્યા! તું અહીં શું કરે છે?"

પ્રકાશકે એ પછી **અરવિન્દને** એની વિતક વાર્તા કહી સંભળાવી. **અરવિન્દની** સાથે એના પિતાના મિત્ર કરોડાધિપતિ શેઠ **પરમહંસ** હતા. તેની આંખમાં એની એ કરૂણ કથની સાંભળી આંસુ ભરાયાં. તે બોલ્યા:

" અરવિન્દ! તમે કે'તા હતા, તે તમારા હાથ નીચે ઉછરેલો છોકરો આજ કે ?"

" એજ."

" એને તમારે ઠેકાણે નાખવો જોઇતો હતો. આમ......"

" એમાં મ્હારો વાંક નથી..."

" જી, હા. એમાં અરવિન્દ શેઠનો કંઇ જ વાંક નથી. મ્હેં ઉમ્મર લાયક થતાં મ્હારી મેળે જ શેઠનો આશ્રય છોડયો છે. હવે પગ ઉપર ઉભા રહેવાના પ્રયત્ન કરી રહ્યો છું."

" ભાઈ! ત્હારૂં નામ શું ?"

" મ્હારૂં નામ તો હતું પુષ્પધન્વા, પણ આજ હું મ્હને પોતાને **ભણેલા ભિખારી** તરીકે ઓળખાવું છું."

" એમ કેમ ?"

" આજકાલની કેળવણી લઇને બ્હાર પડતા ભણેલાઓ ઠેર ઠેર મ્હારા જેવી ભિખારીઓથી પણ બૂરી જીંદગી ભોગવી રહ્યા છે, એટલા માટે."

શેઠને એના આ શબ્દોમાં કંઇ અલૌકિકતા લાગી. 'આ યુવાન ભવિષ્યમાં કોઈ મહાપુરૂષ કેમ નહિ થાય ?' એવા વિચારે એ વિદ્યા-વિલાસી અને દાનવીર શેઠે એની કદર કરવા અરવિન્દ તરફ જોઇ કહ્યું:

" અરવિન્દ ! આપણે એને ઠેકાણે નાખી દઇશું ?"

" આપની ધ્યાનમાં કંઇ નોકરી હોય તો એ બાપડાને શોધી આપો."

" માફ કરજો...શેઠ ! પણ મ્હારો વિચાર જરા નોકરી કરવા માટે મોળો છે."

"ભલે ! ત્હારો અભ્યાસ કેટલો ?"

"પ્રીવીયસ સુધીનો."

"તો તું મ્હારી પુત્રીને રોજ અંગ્રેજી ભણાવવા આવીશ ?"

"ઘણી ખુશીથી."

"ત્યારે લે, આ મ્હારૂં સરનામું. આવતી કાલથી તું આવજે. ત્હારા તમામ ખર્ચનો ત્હને બંદોબસ્ત કરી આપવામાં આવશે."

ઘોડાગાડી ગઇ. એ ગુર્જર–ગીરાનો ઉગતો લેખક, જોવાય ત્યાં સુધી એકી આંખે એને જતી જોઇ રહ્યો. "શું જગતના કોઇ કોઇ ખુણામાં આવાં વિદ્યાપ્રેમી ધનવાનો પણ પડયાં હશે ખરા !" એજ વિચાર અત્યારે એના મગજમાં ઘોળાઇ રહ્યો હતો.

ગમે તે હો ! પણ આજ એ કંગાલનું નસીબ ઉઘડી ગયું. ભાગ્યદેવીને હજારો સ્વસ્તિવાચક સંબોધનોથી નવાજતો એ નવયુવાન લેખક અમર આશાને ઝૂલે ઝૂલતો ઘેર આવી પહોંચ્યો. બબ્બે દિવસના અસહ્ય ઉપવાસ પછી આજ એનું પેટ એમને એમ ભરાઇ ગયું. એને ઓડકાર આવ્યો......હા... ..સ......શાનો ? આશાનો.

ઘેર આવતાં જ એણે પાછી પડતી મૂકેલી કલમ હાથમાં લીધી, અને આગળ નવું પ્રકરણ લખવું શરૂ કર્યું. આ વેળા એનું મથાળું એણે શું બાંધ્યું ?

## "ભણેલો ભિખારી."

આજકાલના લેખકબંધુઓ ! મ્હારા આ સ્વાનુભવી શબ્દોમાંથી તમેય કાંઇ સ્હેજસ્હાજ સ્વાદ તો અવશ્ય ચાખ્યો હશે. અને નહિ ચાખ્યો હોય તો તો તમારા અહોભાગ્ય !

ત્યારે હવે નક્કી કરો. આજના ભટકી રહેલાં **અભણ ભિખારી** અને **ભણેલા ભિખારીઓમાં** તમને કોની સંખ્યા વધારે દેખાય છે? પ્હેલાની કે બીજાની? હું તો મ્હારો મત "**ભણેલા ભિખારીઓ**" ને અર્પણ કરૂં છું, તમે?

જવાબ આપો!

પુષ્પ: ૨

## સુધરેલી ભીખ.





"અફસોસ! અંતે ધાર્યું હતું, તેમજ થયું. આજની સુધરેલી વીસમી સદીમાં વિદ્યા નહિ, પરન્તુ વસુ પૂજાય છે, લાયકાત નહિ પરન્તુ લાગવગનો જ વિજય થાય છે, સદ્‌ગુણ ઉપર નહિ પરન્તુ સ્વરૂપ ઉપર જ મોહાય છે, આત્માના નહિ. પરન્તુ અંગના, અંદરના નહિ પરન્તુ ઉપરના ઉજાસમાં લોકો અંજાય છે. માણસ નહિ પણ તેની મહત્તા (મ્હોટાઇ) પૂજાય છે. તેના કામને નહિ પણ તેના નામને નિર્ખાય છે. કાળી કસ્તુરીને મૂકી લોક આજ સફેદ સોમલ લેવા લલચાય છે. મનુષ્યને નહિ પરન્તુ તેનો મોઢાને જોઇ ચાંલ્લો થાય છે. **सर्वे गुणाः कांचनमाश्रयन्ते** ! (જર ચાહે સો કર.)

એવા પૈસાની જ બોલબોલાના જમાનામાં મ્હારા જેવા કંગાલ કળાપ્રેમીઓ, અને વિદ્યાવિલાસીઓ માર્યા જાય, એમાં શું આશ્ચર્ય?

પ્રથમ તો પ્રેમ જોવાતા...હવે જોવાય છે પૈસો,
પ્રથમ પુત્રો પૂછાતા'તા હવે પૂછાય છે પૈસો.
પતિના પ્રેમમાં પૈસો...પ્રિયાના વ્હાલમાં પૈસો,
પરમ સ્નેહી ભલે હો ! સ્નેહની એ ઢાલમાં પૈસો.
પ્રભુના ધામમાં (દેવમંદિરોમાં) પણ આજ પૂજન થાય પૈસાના,
અરેરે ! આ જમાનામાં પવન બસ વાય પૈસાના.

પ્રથમ વર જોવાતા, આજ ઘર જોવાય છે. પ્રથમ કંકુને કન્યા દેવાતી, આજ કળદારને કન્યા દેવાય છે. પ્રથમ વય, વ્હાલ, વિદ્યાભ્યાસ અને વર્તણુક જોવાતા, આજ એ બધાને બદલે કેવળ એક પૈસો જ જોવાય છે.

પવિત્ર બંધન પ્રેમ-લગ્નનુ તેમાં પણ પ્હેલો પૈસો,
ધર્મ કર્મ ને શર્મ વિષે પણ અન્ય પછી પ્હેલો પૈસો.
તાત ભ્રાત તો શું પણ સગ્ગી માત જુઓ તો પૈસાની,
ડગલે પગલે આ દુનિયામાં વાત જુઓ તો પૈસાની.
સગા થનારા મળે સેંકડો...પણ સગપણ એ પૈસાના,
એક પ્રેમનો બાકી બીજા નવ્વાણું તો પૈસાના."

× × × ×

કલકત્તાના સુપ્રસિદ્ધ કરોડાધિપતિ શેઠ પરમહંસ દાનવીરે રાષ્ટ્રીય ચળવળને અંગે પોતાના લાખો રૂપીઆનો સદુપયોગ એક રાષ્ટ્રીય વિદ્યાપીઠ અને વનિતાવિશ્રામ બંધાવવામાં કીધો હતો. વર્ષો પર્યંતની દીર્ઘ મુદ્દતથી રોપાયલો એ રોપો માળીની પૂરતી કાળજી તથા લક્ષ્મીદેવીની મ્હેરથી આજ સંપૂર્ણ ફૂલી-ફાલી પોતાના સુમધુર અને સુશોભિત પચરંગી પુષ્પોની પરાગ જનસમાજના ઉપભોગ અર્થે અર્પવા તૈયાર થઇ ઉભો હતો. અર્થાત મહાવિદ્યાલય તથા તેની

સન્મુખ જ બાંધવામાં આવેલું વનિતાવિશ્રામનું ભવ્ય મકાન, એ બંને આજે એક સાથે જ પૂરા થયા હતા. હજારો વિદ્યાર્થીઓ તથા સેંકડો બાળાઓ એનો લાભ લેવા પોતાના નામો નોંધાવવા આજ અહીં ભેળા થયા હતા. બેઉ વિદ્યામંદિરોનો મંગળ (વાસ્તુ) સમારંભ થઇ ગયા કેડે પોતાના મંજુલ કંઠો વડે બાળાઓએ મંગળાચરણ કીધું. ગરબાઓ ગવાયા, અને છેવટ્ સૌ સૌને રસ્તે પડયાં.

કેવળ શેઠ પરમહંસ પોતે, તેમના ભણેલાગણેલા કુમારા પુત્રી પૂર્ણિમાદેવી, લક્ષાધિપતિ શેઠ અરવિન્દ, તેમના પરણેલ સુધરેલ અને સ્વચ્છંદી ભગીની ઉષાદેવી, સરકારી શાળાના વિદ્વાન આચાર્ય શ્રી. પ્રવીણચંદ્ર તથા અન્ય આમંત્રિત ધનિક પુરૂષો જ અત્રે રોકાયા. આ સર્વેએ પોતપોતાના આસન લીધા, એટલે દાનવીર શેઠ ઉભા થઈ આ પ્રમાણે બોલ્યા:

"વિદ્વાન મહાશયો ! આજના સમારંભનું મંગળ કાર્ય નિર્વિઘ્ને પૂરુ થયું છે, જેને માટે પ્રથમ તો હું એ જગતનિયંતાનો હૃદયપૂર્વક આભાર માનું છું. હવે અવશેષ કાર્ય, કે જેને માટે મ્હેં આપશ્રીઓનો અમૂલ્ય અવસર લીધો છે, તે કાર્ય ઉભય સરસ્વતી મંદિરો માટે એક વિદ્વાન પ્રમાણિક અને અનુભવી વ્યવસ્થાપકની ચૂંટણી કરવાનું છે. અત્રે પધારેલા સદ્‌ગૃહસ્થોમાંથી આ કર્તવ્ય–શાકટની ધુંસરીમાં સપ્રેમ જોડાવા માટે બે નામ મ્હને સુચવાયાં છે. એક તો વિદ્વત્‌રત્ન શ્રી. પ્રવીણચંદ્ર અને બીજા મ્હારા પરમ મિત્ર લક્ષાધિપતિ શેઠ અરવિન્દ. આપને એ બંનેમાં જે યોગ્ય જણાય તેમને મત આપી આભારી કરશો. પરન્તુ તે પ્હેલાં મ્હારે એટલું જણાવવું પડે છે, કે આ કાર્ય, આ કર્તવ્ય કંઇ ન્હાનુસુનું નથી. લોકેચ્છાની સત્ અસત્

પ્રવૃત્તિઓ ધ્યાનમાં રાખી, દેશની ઉછરતી ભાવિ–પ્રજાને, અર્થાત્ આજકાલના કૂમળાં ભારતસંતાનોને, આજકાલના યુવાન યુવક યુવતીઓને, અર્વાચીન સમયમાં કયા પ્રકારની આદર્શ કેળવણીની જરૂર છે ? દેશ અને જનસમાજનું હીત કઇ કઇ સર્વોત્કૃષ્ટ રીતે સાધી શકાય છે ? વગેરે વગેરે ઝીણી બાબતો ઉપર દીર્ઘદર્શીય વિચાર પ્રથમથી જ કરી, પછીથી જ કાર્યના ક્ષેત્રમાં ઝઝુમનાર, તથા પોતાનું અને આ વિનય–મંદિરોનું નામ જનસમાજના હૃદયમાં સદાને માટે સુવર્ણાક્ષરે અંકિત કરાવનાર, કેળવાયલા ધીર વીર અને સાધુચરિત પુરૂષની જ મ્હને તથા જગત્‌ને આજે જરૂર છે. આશા છે, કે એવા કોઇ નર-વીરને ચૂંટી કાઢી આ દ્વિતીય કાર્ય પણ આપ સહેલાઇથી સમાપ્ત કરશો."

શેઠ પરમહંસે આટલા શબ્દો બોલી પોતાની જગ્યા લીધી. સદ્‌ગૃહસ્થો તથા સન્નારીઓમાં ગણગણાટ શરૂ થયો. થોડી વારમાં મત લેવાનું કામ આટોપાયું. સર્વેએ સ્વેચ્છા મુજબ પોતપોતાના મત આપ્યા. કારણ સ્વાભાવિક રીતે મત આપનાર મનુષ્યો "પોતાનો મત કોને આપવો ?" એ વિચાર આગળથી જ કરીને આવે છે.

**યા તો આધુનિક શિષ્ટાચાર અગર પ્રણાલિને અનુ-સરીને કહો તો વધુ મત સંપાદન કરવા માનપાન સાથે ગાડીઘોડા કે મોટરમાં બેસાડી ઉમેદવાર ભાઇશ્રી સ્હામા જઇ મતદાર મહાશયને તેડી લાવે છે. પોતાના સ્વાર્થ–કકકાની બારાખડી આગળથી જ તેમને ચ્હા–પાણી આદિના પ્રલોભન બતાવી દૂધપીતા બાળકની પેઠે ગોખાવવામાં આવે છે. ત્યારબાદ તેઓ પોતાના મુબારક કદમ આવા પવિત્ર સ્થળોએ**

કરી ઉમેદવારની લાયકાત બીનલાયકાત જોયા--તપાસ્યા વિના, ( એ આંખોની શર્મને લઇને, સ્નેહને લઇને, મ્હોટા માણસને મોઢે ના ન પાડી શકાય એને લઇને, અગર તો તેના લક્ષ્મી–તેજમાં અંજાઇને પણ ) વગર વિચારે આંખ મીંચીને એ કે'વાતા ને ગણાતા ધનંજયોની રાહમાં તણાઇ, તેમના ખરીદેલા ગુલામની પેઠે કાગળીઆના ચીંથરા ઉપર પોતાનો મત ચીતરી આપી, કેમ જાણે પોતાની મહાન ફરજ અદા કરી ન દીધી હોય! તેવી રીતે અભિમાન અને હર્ષથી છલકાતાં ગજગજ કૂદતાં સ્વધામ પ્રતિ સંચરે છે. દેશભક્તોમાં ખપવા મથતાં સુધરેલા મતના ભિખારીઓ ક્યાં તો મતદારોના મોઢા ઉપર શર્મના તાળા મારે છે, ક્યાં તો કલદારના ( લાંચથી ) ચળકાટથી તેમની આંખોને આંજી નાખે છે.

એવા કૂતરાની માફક ઘર ઘર ફરી રોટલાના ટુકડાની પેઠે મતની ભીખ માગનાર મહાશયો! દેશસેવાનો ડંકો વર્તમાનપત્રોમાં પૈસા ખર્ચી ખર્ચીને, જાહેરખબરોના કાગળો વ્હેંચી વ્હેંચીને વગાડનાર, ( મ્હેં આટઆટલી દેશ–સેવાઓ કરી છે. ) ખુરસી, અધિકાર, અને માનના ભૂખ્યા મહાપુરૂષો! સ્વાભિમાન છોડી દઇ, મારીમચડી લાખો ખુશામત કરી મત મેળવી, તમે તમારી લાયકાત પૂરવાર કરવા માગો છો?

જાહેરમાં શું ગાવ છો? સેવા કરી મ્હેં દેશની,
બોલી બતાવે જે કરી સેવા, કરી એ ના કરી.

ઉઘરાવવા મત ભેરવી ઝોળી ભિખારી—વેશની,
ખોયાં સ્વમાન પછી ભલે (એ) પદવી વરી કે ના વરી,
કીર્તિ—તિલક ધોઇ કપાળે આડ કીધી મેશની,
કંઠે વિજયમાળા...પછી સરખી ધરી કે ના ધરી.

આ તો ઉમેદવારીની યોગ્યતા નહિ, પરન્તુ આજકાલના સુધરેલા જમાનાની એક **સુધરેલી ભીખ** છે.

ઘર ઘર ભમીને માગવી, ભિક્ષા મતોની શર્મ છે,
શું યોગ્યતા પૂરવાર કરવી આમ ! એમાં ધર્મ છે?
ખાલી બગાસાં ખાઇ ત્યાં અક્કરમી આંખો ચોળશો,
બીન લાયકાતે મેળવી ખુરસી તમે શું ખોળશો ?
કૃત્યો કરો એવાં જગત્ તમ નામ પર તૂટી પડે,
સાચો વિજય તો તે જ, જે બોલ્યા વિનાનો સાંપડે.

આજના બ્હાર પડેલા બે ઉમેદવારોમાં એક ગરીબ અને બીજો ધનવાન હતો. એક અણજાણ અને બીજો પ્રખ્યાત હતો. પરન્તુ એ પ્રતિભાશાળી અને વિદ્વાન કંગાલે આજ પર્યંત પોતાનુ જ્ઞાન દર્શાવવા કદી પણ જાહેરમાં પગલું ન્હોતું ભર્યું. તેમ છતાં પ્રભુના બક્ષેલાં પોતાના અમૂલ્ય અને આદર્શ વિચારોનું લ્હેણું ભારતની ભાવિ–પ્રજાને માટે, તથા દેશહિતાર્થે કરવાનો આવો અલભ્ય અવસર તેણે જ્યારે પાસે આવી પ્હોંચેલો જોયો, ત્યારે તેને સહર્ષ વધાવી લેવા તે પોતાની સત્તાવીસ વર્ષની ભરયુવાનીમાં આજેજ પ્હેલવ્હેલો આ નોકરીન ઉમેદવાર તરીકે બ્હાર પડયો.

જ્યારે શેઠ અરવિન્દ ! વ્હેતા નિર્મળ ઝરાની પાસે એક ખાબોચીયા સમાન હોવા છતાં કેવળ પોતાના સ્વાર્થને માટે જ સ્પર્ધા કરી રહ્યો હતો. એ ધનવાન વ્યવસ્થાપકની માનવંતી પદવી મેળવી શેઠ

પરમહંસની પુત્રી પૂર્ણિમાનો પ્રેમ પોતાના પ્રતિ ખેંચી, નાવારસ શેઠની કરોડોની મિલ્કતના સ્વામી થવાની રાક્ષસી મહત્વાકાંક્ષાના વિચારોમાં તે રમી રહ્યો હતો. વિશેષમાં બ્હેન! બ્હેન! થઇને ઉછરેલી, અને આજકાલની અંગ્રેજી કેળવણી લઇ થોડે ઘણે અંશે સુધરેલ વિચારની બનેલી, સ્નેહલગ્નની હિમાયતી એ સરલહૃદયા પૂર્ણિમા પણ અરવિન્દને અંતરથી ચ્હાતી હતી. પરન્તુ એ નિખાલસ દિલની બાળા અરવિન્દના કપટી હૃદયમાં સમાયલી ભયંકર મહત્વાકાંક્ષાથી તદ્દન અજાણ હતી. ઉભયનો પ્યાર એકએકના પૈસા ઉપર હતો. ભવિષ્યમાં પતિ–પત્ની થવાના હવાઇ મનોરથો તેમણે અત્યારથી જ અંતરના કિલ્લામાં બાંધી દીધા હતા. અરવિન્દ યેન કેન ઉપાયે પૂર્ણિમાની આંખમાં આગળ પડવા માટે જ આ પ્રયત્ન કરી રહ્યો હતો. પરન્તુ ચારિત્ર્યહીન એવા એને એની અદ્રસ્ય ભાગ્ય-વિધાત્રીની ક્યાં ખબર હતી? તે ન્હોતો જાણતો કે જે ઉંડા પાણીમાં તે રમી રહ્યો છે, તેમાં જ તે પોતે ડુબનાર છે. પૈસાના પ્રતાપે આ સંસારમાં સર્વ કંઇ સાધ્ય અને શક્ય છે, એવી તેની સચોટ માન્યતા હતી.

* * * *

અંતે મતદારોના મતની સંખ્યા ગણાઈ. ચિઠ્ઠીઓ ઉઘાડવામાં આવી, તો કુલ્લે પધારેલા ચોવીસ સદ્ગૃહસ્થોમાંથી બાર મત અરવિન્દને અને બરાબર બાર મત પ્રવીણચંદ્રને મળ્યા. શેઠ પરમહંસ "હવે કોનુ માન રાખવું?" એ વિચારમાં પડયા. એટલે પાસે ઉભેલી પૂર્ણિમાએ ઝટ્ટ શેઠ અરવિન્દ પ્રતિ જોઇ પોતાના પિતાને કહ્યું:

"પિતાજી! મ્હારા તરફથી હું એક મત આપના મિત્ર અરવિન્દ શેઠને આપું છું."

અરવિન્દ જીત્યો. એને તેર મત મળ્યા. જ્યારે કંગાલ પ્રવીણની તમામ આશાઓ કેવળ એક જ મતની ઉણપને લેઇ જમીન-દોસ્ત થઈ ગઇ.

'ધનવાનોના સો સગા...કંગાલોનું કોઇ ના." એ વાકય તેના મોઢામાંથી સહસા બ્હાર પડી ગયું. અરવિંદ હર્ષથી છલકાતે હૈયે ઉભો હતો, ત્યાં આવી પરમહંસને સવિનય પ્રણામ કરી ખિન્ન વદને હતાશ બનેલા વિદ્વાન પ્રવીણચંદ્રે એક 'અફસોસીનો' ઉંડો નિશ્વાસ નાખી શબ્દ પણ બોલ્યા વિના તરત જ ત્યાંથી ચાલવા માંડયું.

એટલામાં જ જેમ મેઘને પોકારતાં ચાતકની તૃષા, અણધારી વૃષ્ટિના એક જ બિન્દુ માત્રથી ટળી જાય છે, તદ્ અનુસાર ભગ્નહૃદયી પ્રવીણચંદ્રના કર્ણપટમાં નવ–આશાના અંકૂરો ઉદ્‌ભવાવે, નવ–ચેતન સ્ફુરાવે, એવું એક જ અમૃતબિન્દુ પડયું, અને તે..."સબૂર"......

પાછળ ફરી અવલોકતાં પ્રવીણચંદ્રને માલમ પડયું, કે લાંબો હાથ કરી પોતાને રોકનાર, અને એ આશાવન્તો શબ્દ ઉચ્ચારનાર, તે અન્ય કોઇ નહિ પરન્તુ શુદ્ધ કાંચન તેમજ કથીરની એકસરખી કદર કરી જાણનાર વીરલ વિદ્યાનિપૂણ અને વયોવૃદ્ધ શેઠ પરમહંસ પોતે જ હતા.

" શું કહો છો ? શેઠજી ! "

" આપ સુજ્ઞ થઇ આ શું કરો છો ? "

" પ્રયાણ. "

" નિર્ણય થયા વિના ? "

" મ્હારા ભાગ્યનું ત્રાજવું ઉંચુ ચઢી ગયું છે, એ હું પોતે જ ક્યાં નથી જાણતો ? "

" છતાં પણ......"

" બસ. ઇશ્વરની ઇચ્છા જ એવી લાગે છે, ત્યાં પછી..."

" શું ?"

" મનુષ્ય-યત્ન કયાંથી ફાવે ? ઇશ્વરકૃપા જ જ્યાં મોળી છે, ત્યાં પછી મ્હારા પામર પુરૂષાર્થનું શું ગજું ?"

" એટલે તમારો શો ઇરાદો હતો ?"

અને શેઠના આ શબ્દના જવાબમાં પ્રવીણચંદ્રના હૃદયભેદક ઉદ્‌ગારો આપણે વાર્તાને મથાળે વાંચી ગયા. પરમહંસે આ મહા વિદ્વાનની આશા-ક્યારીને સજીવન રાખવા કહ્યું.

" પ્રવીણચંદ્ર ! નાહિંમત ન બનો. તમે જે સોમાં એક સાચ્ચા કદરદાન, એક ખરા પરીક્ષકની વાત કરી, તેની સત્યતા પૂરવાર કરી આપવાને ખાતર તમને હું મદદ કરવા તૈયાર છું."

" તમે ! તમે મ્હને શી મદદ કરશો ?"

" આપની હતાશ બની કરમાઇ જતી કયારીમાં આશા-જળનું પુનઃ સિંચન."

" શું વ્યવસ્થાપકની પદવી ?"

" નહિ."

" ત્યારે ?"

" કેવળ ન્યૂનતાની પૂરતી, મ્હારો મત. પદવી આપવાની સત્તા તો તમારા બુલંદ સિતારા ઉપર અવલંબેલી છે."

" ધન્ય છે, શેઠજી ! આપને હજારોવાર ધન્યવાદ ઘટે છે. મ્હારી અત્યાર પર્યંતની માન્યતાનો સર્વથા આપે, આજે લોપ કરાવ્યો છે. હું તો ધારતો હતો, કે આજના સુધરેલ યુગમાં કંગાલ છતાં વિદ્વાન

કલાપ્રિય, અને ગુણીની કદર કરનાર કોઇ જ નથી. ગરીબાઇમાં ઉછરેલો ધનવાનની પેઠે જગતના ઉજવળ ઓજસો જોવા ભાગ્યશાળી નથી જ થતો. પરન્તુ આપે મ્હારી એ ભૂલ ભાંગી છે.

કંગાલ પાસે આપવાનું હોય તો શું આપને ?
કેવળ સ્મરીશ દીર્ઘાયુ દેવા અખિલ જગના બાપને !

પોતાના પિતાને એક કંગાલને પોતાનો મત આપતાં જોઇ પૂર્ણિમાથી બોલ્યા વિના ન રે'વાયું. પૈસાના તેજમાં ઉછરેલી, પૈસાદારની એ પુત્રી, કંઇક પશ્ચિમના પવનની અસરને લઇને પોતાના પ્રેમીની વકિલાત કરવા બોલી: "પિતાજી ! તમે આ શું કરો છો ?"

"મ્હને જે ઠીક લાગે છે તે ...ફર્જ બજાવું છું." શાન્ત પ્રત્યુત્તર મળ્યો.

"પરન્તુ ભૂલો......છો." પિતાના ગુરૂની પદવી લેતાં પુત્રી બોલી.

"તે જોવાનું કામ ત્હારૂં નથી. મ્હારા મનનો હું માલીક છું. હું ચાહું તે કરૂં, તેમાં કોઇને શું લેવાદેવા ? પૂર્ણિમા ! વારુ તુંજ કહે, કે શેઠ અરવિન્દની રાહમાં તણાઇ ત્હેં અવિચારી મત આપતાં પ્હેલાં મ્હારી સલાહ લીધી હતી ? નહિ જ. મ્હેં ત્હને વારી હતી ! નહી જ. તો પછી મ્હારા કામમાં વચ્ચે પડવા, અગર તો સલાહ દેવાનો અધિકાર હવે ત્હને શો છે ? મ્હારો અંતરનો નાદ મ્હને જે તરફ વાળે છે, તેજ તરફ હું વળી રહ્યો છું."

"મિત્ર અરવિન્દ !" શેઠે હવે પોતાની ઉપર નારાજ થયેલા પોતાના જીગરજાન સ્નેહી પ્રતિ જોયું. "આપના અને પ્રવીણચંદ્રના મત હવે બરાબર થઇ રહ્યા છે. એટલે હવે તમારા બંનેમાંથી જે કોઇ એક પ્રતિષ્ઠિત પુરૂષનો વિશેષ મત મેળવવા પ્હેલો ભાગ્યશાળી થશે, તેને જ વ્યવસ્થાપક નીમવામાં આવશે"

"જાવ. પ્રવીણચંદ્ર !" પરમહંસ એ પછી પ્રવીણ પ્રતિ ફરી બોલ્યા: "હવે વાર ન લગાડો. એક એક પળ અણમૂલી જાય છે. મ્હારાથી બનતી મદદ આપી આપના ભગ્ન હૃદયમાં મ્હેં આશાનું નવું પૂર વ્હેતું કર્યું છે.આપની તોફાન અને ખરાબે ચઢેલી નૌકાને મ્હેં સીધે રસ્તે મૂકી આપી છે. સુકાન ફેરવી હલેસાં મારવાનું હવે કેવળ બાકી છે. માટે જલ્દી જાવ. ભાગ્યનો સિતારો ઝળકાવવો હોય, તો દોડો, અને એક મતદારને શોધો."

"કયાંથી ? કેવી રીતે?" પ્રવીણ નિરાશાજનક હૃદયે બોલ્યો.

"પાતાળમાંથી. પ્રતિષ્ઠિત પુરૂષોને ઘેરઘેર ફરીને."

"માફ કરો. શેઠજી ! મ્હારાથી તેમ નહિ બને."

"તો તમે જાણો. અફસોસ !"

"અને મ્હારી આખી જીંદગી જ એનાથી ભરપૂર છે. તમે જે માર્ગ મ્હને બતલાવી રહ્યા છો,તે માનહાનીનો છે.સ્વમાનને વેગળું મૂકી અપમાનની ઝોળીમાં મત રૂપી કાગળના ટુકડાઓ ઉઘરાવતાં ઘેરઘેર ફરવું, એને હું પસંદ નથી કરતો. અરે એટલું જ નહિ, પણ એવી રીતે ભીખ માગી માગીને પોતાની યોગ્યતા પૂરવાર કરી, એ પદવી મેળવવી, એના કરતાં તો હું માનભેર મ્હારી કંગાલ ઝુંપડીમાં રહી દેશ–કલ્યાણના આદર્શો ઘડવામાં જ મ્હારી જીંદગી પૂરી કરૂં, એજ બ્હેતર છે. એ સુધરેલો રસ્તો, આજકાલના આવા. સુધરેલ ધનવાન શેઠીયાઓને શોભે ! એમને સોંપ્યો. એમને જ મુબારક !"

"પ્રવીણચંદ્ર ! તમે જેને ભીખ માનો છો, તે તો અમારા સેંકડો સુધારામાંની એક સુધરેલી રીત છે, ફેશન છે, સીસ્ટીમ છે." અરવિન્દે પોતાનો જ્ઞાન–ભંડાર ખોલવા માંડયો.

"સુધરેલી રીત નહી, પણ એને **સુધરેલી ભીખ** કહો. અરે ભિખારીઓ પણ સ્વમાનની કિંમત સમજે છે, તેમને પણ સ્વમાન વ્હાલું હોય છે, જ્યારે તમને તેમાંનું કંઇ જ નથી. તેનાથી પણ તમે ગયા.

આમ કરીશું, તેમ કરીશું, શબ્દે ખામી રહી જ નહિ,
પણ પદવી જ્યાં મળી પછી ત્યાં પરવા એને કંઇ જ નહિ.
સ્હામું પણ નહિ જુએ પછી એ...લાખ વાર રસ્તે મળતા,
પછી આપણી...અરજી કાને કહો કેટલા સાંભળતા?
હા—જી-હાનો મંત્ર ભણી...સરકાર સરાવે ત્યમ સારે,
ઉલ્ટાં બેસી રહીને એવાં...ખુરસીને ભારે (લજવી) મારે.

એવા કેટલાંએ માનના ભૂખ્યા ભણેલાઓ! લાંબા પ્હોળા ભાષણો કરી દેશની દશા સુધારી નાખવા ઉમેદવારી કરી આગળ પડે છે. અફસોસ! અને એવા લોકોને આવા ઉપરથી આબરૂદાર ગણાતા અક્કલશૂન્ય સદ્‌ગૃહસ્થો (કે જેઓમાંના મ્હોટે ભાગે સરસ્વતી સાથે જન્મથીજ બારમા ચંદ્રમા ધરાવતા હોય છે.) આંખો મીંચી તેમના કામને ખાતર નહિ, પરન્તુ તેમના નામને ખાતર—અરે માનને ખાતર મત આપે છે. પછી દેશનો દિવસ તે ક્યાંથી ફરે?

ઇર્ષા અને કૂસંપના કિલ્લા ચણાતા જાય છે,
દંભે કરી દારિદ્રયમાં લોકો તણાતા જાય છે.
જાણ્યા વિના ઝૂકી પડી(ઉલ્ટાં)મૂર્ખો ગણાતા જાય છે,
સાચા હીરાના તેજ આથી તો...હણાતા જાય છે.
**સ્પર્ધા કરીને સેંકડો રત્નો દટાયા રાખમાં,**
**ખૂંચી રહ્યા છે આપણે અકકેક જણની આંખમાં.**

આપણે હિન્દવાસીઓએ બધું એમાં જ ગુમાવ્યું.

ઉન્નતિ એકેકની...અફસોસ! જોવાતી નથી,
ઈર્ષા ભરી છે આંખમાં...મરતાંય(તે) ખોવાતી નથી.

જ્યાં ભાઇ સગ્ગા ભાઇની ચઢતી નિહાળીને બળે,
તે દેશના દુર્ભાગ્યનો દા'ડો પછી કયાંથી વળે ?
બેને લઢાવીને પરસ્પર...બાર જ્યાં જોવા મળે,
એવા અભાગી દેશની આશા કહો ક્યાંથી ફળે ?

અને પછી પરદેશીઓ, પરધર્મીઓ ફાવી જાય, ધોળે દિવસે લૂટારાઓ તમને છચોક આવી લૂટી જાય, એમાં શું નવાઇ ?

અકકેક્ની ઇર્ષા કરી...ને એક બીજાથી લડો,
પરિણામમાં બંને તમે(નબળા)મૂર્ખા બંની પાછા પડો.
પાછળ પછી પસ્તાઇને અકકરમીઓ બંને રડો,
હાથે કરી હતભાગીઓ ઉત્પન્ન કરો ઝેરી સડો.
કંગાલ ને બેહાલ દિન દિન દેશ એથી થાય છે,
ભારત ભિખારી છે, થતું ઉલ્ટું વધારે જાય છે.

એવા વાતાવરણમાં મ્હને કંગાલને મદદ કરનાર કોણ હોય? મ્હને કોઇ ઓળખતું નથી. પરમહંસ ! હું કયાં જાઉં ?"

"કયાંયે જવાની જરૂર નથી. હું આવી પ્હોંચ્યો છું." એમ બોલતો એક અઢારથી ઓગણીસ વર્ષનો તરૂણ યુવાન ત્યાં આવી પ્હોંચ્યો. જેને જોતાં જ અરવિન્દ સ્હામો દોડયો. "કોણ ? મ્હારા પિતાના સ્વર્ગસ્થ મિત્રનો પાલક-પુત્ર પુષ્પધન્વા ?"

થઇ ચૂકયું. અરવિન્દ પોતાના વડીલ બંધુ તુલ્ય અરવિન્દ શેઠના ચરણોમાં પોતાનું મસ્તક નમાવી ચૂકયો. અને એજ વખતે પોતાના ફૂટેલા ભાગ્ય-દર્પણ ઉપર નિશ્વાસ નાખતા પ્રવિણચંદ્રના મ્હોંમાંથી સ્વભાવિક જ ઉદ્દગાર સરી પડયા:

* વૈર ! વૈર ! લક્ષ્મી અને સરસ્વતિ વચ્ચે પરાપૂર્વનું વૈર !*

પુષ્પ : ૩

# ભિખારીની ભાઇબંધી.



તો પના ગોળાની માફક અચાનક ત્યાં ફાટી નીકળી, તમામને આમ આશ્ચર્યના અવધિમાં ગર્ક કરાવી નાખનાર એ નવયુવાન પુષ્પધન્વા તે વળી કોણ? ( જુઓ પુષ્પ: ૧. ) પેલો કંગાલ ઉગતો લેખક!

શેઠ પરમહંસની માયાળુ મહેરબાનીથી તે હવે ઠેકાણે પડયો હતો. પરમહંસ શેઠે સત્યાગ્રહની ચળવળને અંગે પોતાની અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં અભ્યાસ કરતી પુત્રીને તેની અનિચ્છા છતાં શાળામાંથી ઉઠાડી લીધી હતી. તેનું મન સાચવવા માટે ઘેર આગળ અભ્યાસ કરવા શેઠે પુષ્પધન્વાને પોતાને ત્યાં શિક્ષક તરીકે રાખ્યો હતો. સવારમાં શિક્ષકનું કામ કરી, તે બપોરના સમયમાં પોતાનું લેખન કાર્ય કરતો.

શેઠ પરમહંસ પોતે એક મીલ માલીક હોઇ ન્યાતે કાયસ્થ જ્ઞાતિના હતા. તેમની પુત્રી પૂર્ણિમાદેવીનું વય સોળથી સત્તર વર્ષનું હતું. જ્યારે આ વણિક યુવાન પુષ્પધન્વાની વય અઢારથી ઓગણીસ વરસની હતી. તેમ છતાં પૂર્ણિમા જરા ખાધેલપીધેલ હોવાથી શરીરે ઋષ્ટ પુષ્ટ અને દેખાવમાં જરા વધારે પડતી નીચી ( બટકી ) હતી, જ્યારે પુષ્પધન્વા શરીરે પાતળો પરન્તુ કદે કંઇક ઉંચો હતો.

શેઠ પરમહંસ એની આટલી ન્હાની ઉમરમાં અસાધારણ પ્રતિભાશક્તિ અને વિદ્યાનિપૂણતા જોઇ એના ઉપર પોતાના પેટના પુત્ર જેટલું વ્હાલ રાખતા, એટલું જ નહિ, પરન્તુ ન્હાના મ્હોટા તમામ કાર્યોમાં એની સલાહ પ્હેલી લેતા. ગરીબાઇના કાદવમાં ઉગી નીકળેલા એ કમળને શેઠ પરમહંસ તરફથી સંપૂર્ણ પ્રફુલ્લવા એકેએક પ્રકારની સગવડો પુરી પાડવામાં આવતી હતી.

આજના મેળાવડામાં એને પણ આમંત્રણ હતું. પરન્તુ કવિઓ અને લેખકોના મગજો મ્હોટે ભાગે ધૂની કહેવાતા હોવાથી આજ એ વખતસર હાજર થઇ શક્યો ન હતો. છતાં પણ એ ખરે અણીને અવસરે આવી પહોંચ્યો હતો. એની પ્હેલી જ નજર પોતાની સ્હામે દોડી આવેલા પોતાના પાલક શેઠ અરવિન્દ ઉપર પડી.

આભારથી દબાયલા એ તરૂણ યુવાનનું મસ્તક પોતાના પાલક વડીલ બંધુની જગ્યા લેનાર અરવિન્દ શેઠને ચરણે ઝૂક્યું. મિત્ર–પુત્રનો હાથ હાથમાં લઇ અરવિન્દ બોલ્યો:

"પુષ્પક ! ત્હારા પિતાના મૃત્યુ બાદ મ્હેં ત્હને ભણાવી–ગણાવી ન્હાનેથી મ્હોટો કર્યો છે. આજ મ્હારી એ મ્હેનતનો બદલો આપવાનો અવસર આવી લાગ્યો છે, તો......"

"કહો, કહો, મ્હોટાભાઇ ! હું આપનુ એ ઋણ તમે કહો એ રીતે, તમે પ્રસન્ન થાવ એ પ્રકારે અદા કરવા તૈયાર છું."

"તો સાંભળ. આજનો કાર્યક્રમ તો તું જાણે છે, નહિ વારૂ ?"

"હા જી."

"ત્યારે એમાં મ્હને ત્હારા મતની જરૂર છે. વ્યવસ્થાપકની પદવી માટે બ્હાર પડનાર મ્હારા પ્રતિસ્પર્ધિના મત મ્હારી બરોબર

થઇ ગયા છે. હવે અમારા બેઉમાંથી જે કોઇને એક મત વહેલો મળે..."

"તમારૂં કહેવું હું સમજી ગયો. પરન્તુ મ્હોટાભાઇ ! આવા કાર્યમાં મ્હારે આપને વગર વિચારે મત આપી દેતાં પ્હેલાં મ્હારી પોતાની જોખમદારીનો વિચાર તો કરવો જોઇએને ? માટે..."

"એમાં વળી વિચાર શાનો કરવાનો હોય ? ધૂળનો."

પુષ્પધન્વા તો અરવિન્દ શેઠનું મોઢું જ ટીકતો રહ્યો. "ત્યારે શું આપનું એમ કહેવું છે, કે મ્હારે આપને મ્હારો મત એકદમ, કોઇ પણ પ્રકારનો વિચાર કર્યા વિના, એમનેએમ આપી દેવો."

" કદાપી નહિ. પુષ્પક ! તું આમ આવ. મ્હારી સ્હામે જો." શેઠ પરમહંસ હવે જરા આગળ આવી બોલ્યાઃ "મત આપવો, એ જોખમદારી કંઈ ન્હાનીસુની નથી. માટે બેઉ બાજુનો પ્હેલાં બરાબર વિચાર કરવો."

"આપનું કહેવું સત્ય છે. કાકા ! (પરમહંસને) અરવિન્દભાઇ સ્હામે ઉમેદવાર તરીકે બ્હાર પડનાર બીજી વ્યકિત કોણ છે ? મ્હારે એમને પણ ઓળખવા તો જોઇએને ?"

એક ખૂણામાં લપાઇને ઉભલા હતાશ પ્રવીણચંદ્રની પાસે પરમહંસ પુષ્પધન્વાને લઈ ગયા. "જો ભાઇ ! આ. તું એમને ઓળખતો તો હશે ?"

એક વખતના પોતાના પરમ પૂજ્ય એવા ગુરૂજીને જોતાં જ પુષ્પધન્વા એમના ચરણમાં પડયો. પ્રવીણચંદ્રે પણ પોતાના જૂના શિષ્યને જોતાં જ કંઇક આશાવન્તે હૈયે એને ઉભો કર્યો.

પધારેલા સભ્ય પુરૂષો આ હારજીતની બાજી ઉપર કોના પોબાર પડે છે ? એ જોવા તલસી રહ્યા હતા. જ્યારે પુષ્પધન્વાને હવે ત્રાજ-

વાની બંને બાજુઓ ઉપર ધ્યાન આપવાનું હતું. "મત કોને આપવો ? કોણ વ્યવસ્થાપક થાય તો સારૂં ?" એવા એવા સેંકડો વિચારો તેના કવિ–મગજમાં અત્યારે ઘોળાઇ રહ્યા હતા. એક બાજુ વિદ્વાન ! જ્યારે બીજી બાજુ ધનવાન ! એક બાજુ ગુરુજી ! ત્યારે બીજી બાજુ પાલક ! કોનું માન રાખવું ? અને કોનું નહિ ? કોને સારૂં લગાડવું ? અને કોને ખોટું ? સુડી વચ્ચે સોપારી જેવી એની સ્થિતિ હતી. છતાં બંનેમાંથી એકની જીંદગીભર મિત્રતા, અને બીજાની શત્રુતા, એકનો શિતળ સ્નેહ ! જ્યાંરે બીજાની અદેખાઇની આગની ચિણગારી, ગમે તે એક તો એને પસંદ કર્યા વિના છૂટકો જ ન્હોતો.

'પુષ્પધન્વા કદાચ પોતાની ધારેલી બાજી બગાડી નાખશે,' એવો વ્હેમ આવતાં જ ઉતાવળો અરવિન્દ બોલ્યો: "પુષ્પક ! એમાં આટલા બધા ગહન વિચારમાં શાનો ઉતરી પડયો છે ? મ્હારા અમૂલ્ય અને અગણિત ઉપકારોનો આવો એક નજીવો પણ બદલો, અને તે પણ મોઢે માગ્યા છતાં તું નથી દઇ શકતો, તો પછી......"

"માફ કરો. મ્હોટાભાઇ ! આપના એક નહિ, બલ્કે અનેક અહેશાનો મ્હને મંજુર છે. અને તેનો યોગ્ય બદલો વાળી આપવાની તક બક્ષે એ માટે હું ઇશ્વરને પ્રાર્થીશ. પરન્તુ અત્યારે આ આખા જનસમાજના કલ્યાણનો પ્રશ્ન છે. આપણા અરસપરસના અંગત બદલાની સ્વાર્થી આશાને આમાં સ્થાન ન હોય.

અંગત વિષય નહિ આપણો (આ) પણ દેશના કલ્યાણનો,
એક જ ઉતારૂનો નહિ પણ પ્રશ્ન આખા વ્હાણનો.
આ તો ધનુષ છે રાષ્ટ્રનું...જેમાં ઉદય જગ–ભાણનો,
ઉપયોગ એમાં નહિ કરો...સ્વાર્થી તમારા બાણનો.

નહિ આપણો પણ દેશના ઉદ્ધારનો આ દાવ છે.
મ્હારૂ તમારૂ નહિ પરંતુ આ (ભાવિ) પ્રજાનું નાવ છે.

એટલે જ એમાં મ્હારે લાંબો વિચાર કરવો પડે છે."

"પરન્તુ ત્હારો મત, અને મ્હારી જીત. પછી જોઇ લે, કે દેશનું નાવ હું સ્હામે કિનારે સહીસલામત હાંકી જાઉં છું, કે નહિ, ?"

"બોલશો જ નહિ.........

**બોલે બધાયે લાખ પણ એકે ન એમાં પાળતા,**
**હરકોઈ આજે પોતપોતાનું પ્રથમ સંભાળતા,**

પાશા–ખુશામતના.........સફાઇબંધ........ગર્જી......ઢાળતા,
શરબત સમા એ...(મીઠાં) શબ્દ રૂપી ચાળણીમાં ચાળતા;
માખણ મીઠું ઉપરથી (પણ) ખાટો સ્વાદ અંદર છાશનો,
ને પાસ કડવી ટીકડી (ક્વીનાઈન) પર હોય છે મીઠા શનો.

એમાં અજાણ્યાઓ છેતરાય, આંધળા અને બીનઅનુભવીઓ ગોથાં ખાય, પણ જાણીતાઓ એ જાળના ફાંસામાં ન ફસાય."

પરન્તુ પુષ્પધન્વાના આ શબ્દોનો અર્થ સ્વાર્થી અરવિન્દે કંઇ ઉંધો જ કર્યો. તે એમ સમજ્યો, કે. પુષ્પધન્વા મ્હને એમ સમજાવવા માગે છે, "કે હમણા મ્હારી ગરજને લીધે હું એને કાલાવાલા કરૂં છું. પણ ગરજ સર્યા પછી એનો ભાવ પણ નહિ પૂછું." તેથી તે તેને જરા દૂર લઇ જઇ કાનમાં કહેવા લાગ્યો:

"પુષ્પક ! ત્હારી શંકા અસ્થાને નથી. તું મ્હને મત આપે, અને હું વ્યવસ્થાપક થાઉં, પછી ત્હને કદી પણ નહિ ભૂલી જાઉં. તેમ છતાં ત્હારી જે કંઇ મનેચ્છા હોય, તે હું અત્યારે જ, પ્હેલેથી જ પૂરવા તૈયાર છુ. બોલ, હવે છે કંઇ બાકી. ત્હારૂં દળદર હું ઘડીના છઠ્ઠા ભાગમાં ફીટાડી નાખીશ."

બુદ્ધિવાન પુષ્પધન્વાને હવે પરીક્ષા કરવાની ન્હોતી રહી. અરવિન્દ શેઠે પોતાની યોગ્યતા ( ! ) પોતાને મોઢે બતાવી આપી પોતાની નાલાયકી પોતાને જ હાથે પૂરવાર કરી આપી.

હવે પુષ્પધન્વા પુનઃ પ્રવીણચંદ્ર પ્રતિ ફર્યો. કોઇ ન સાંભળે એમ, તેણે પોતાના પૂજ્ય ગુરુજીના કાનમાં ધીરેશથી કહ્યું: " ગુરુજી ! હું તમને મ્હારો મત આપી, વ્યવસ્થાપકની પદવી અપાવું. પણ એના બદલામાં તમે મ્મારૂં મોઢું મીઠું કરશોને ?"

એક તિરસ્કારભરી દ્રષ્ટિ પોતાના શિષ્ય પ્રતિ નાખી એ પ્રમાણિક અને પવિત્ર પુરૂષ બોલ્યો: " લાંચ ! રૂશ્વત ! તું મ્હારી પાસે લાંચ માગી રહ્યો છે ? અરે ! પૈસાને ખાતર તું ત્હારા મતને વેચવા તૈયાર થયો છે, ? ધિક્કાર છે, એ રસ્તે મેળવેલા મતને ! તેમજ એ રસ્તે મેળવેલી પદવીને !

અન્યાયને માર્ગે ઉતરવા. ભાવનાને કેળવી,
ધારો કદી પૈસા ઉડાડી એક પદવી મેળવી.
કાલે દશા પલ્ટાય પણ...ને આપ જો ભૂખે મરો,
ત્યારે પછી એ માનવંતી પદવીને (શું?) બચકાં ભરો ?
ધિક્કાર હો ! અન્યાયના ઔહ્દા અને એ માનમાં,
હો ન્યાય પર કુરબાન આવી લાખ પદવી દાનમાં.

તરૂણ ! મ્હને આપના મતની મુદ્દલ જરૂર નથી. ભલે એ આપના પરમ સ્નેહી પાલાકને જ મુબારક હો !

પદવી કલંકીત પક્ષપાતી ( એ ) પાપની નહિ જોઇએ,
પૂણ્ય, પૈસો, નામ, તેમ જ નીતિને જ્યાં ખોઇએ.
હસીએ ભલે નહિ જન્મીને,..રોવું પડે તો રોઈએ,
**પણ માનને ખાતર નહિ ઇમાન (ને) ખોવો...કોઈએ.**

માટે ભાઈ! હવે ખુશીથી તમે તમારા એ ધનીક મિત્રને તમારો મત વેચો. મ્હારે હવે એ ધર્માદાય ન જોઇએ.."

"કારણ ?"

"મ્હેં વ્યવસ્થાપક થવાની આશાનો હૃદયમાંથી હવે ત્યાગ કીધો છે."

"શા માટે ?"

"તમારા લાભને માટે. તમારા વડીલ ભાઇના ભલાને માટે."

"મ્હારૂ ભલું ?"

"હાસ્તો. અરવિન્દ શેઠ લક્ષાધિપતિ હોઇ આપને આપના મત બદલ મીઠું મોઢું તો શું, બલ્કે દશ વીશ હજારની રકમ પણ ખુશીથી બક્ષી શકે છે. જ્યારે આ કંગાલ ભિખારી પાસે, વિદ્યાપ્રેમી ફકીર પાસેથી તેનો સહસ્ત્રાંશમો ભાગ તો શું, પણ એક ફૂટી બદામે પણ મળે એમ નથી. અને કદાચ દૈવસંયોગે એવો પ્રસંગ હોત તો પણ એમ ભાગ્યે જ બનત. પ્રભો ! એવી મત-વિક્રયની ભાવના ન આપે કોઇને! તેમ પૈસા ખરચી-ખવડાવી ખરીદવાનીયે બુદ્ધિ ! હું નોકરીનો ઉમેદવાર છું, ભિખારી નહિ, પદવીનો ચાહક છું, આશક છું, પ્રેમી છું, પરન્તુ ભૂખ્યો કુતરો નહિ. મફત મત મેળવવા આવ્યો છું, પૈસા ખરચી ખરીદવા, અગર તો તેની ભીખ માગવા નહિ. સમજ્યા ?"

"પણ જો તમારાથી હમણા નહિ બને તો વ્યવસ્થાપક થયા પછી પણ......"

પુષ્પકને પૂરૂં બોલવા પણ ન દેતાં વચમાંજ પ્રવીણચંદ્ર બોલી ઉઠયો: "બહુ થયું, આપના મુખને હવે વધારે તસ્દી આપવાની જરા પણ જરૂર નથી. આ પ્રવીણચંદ્રના ખડક જેવા અચળ હૃદય ઉપર

આપની વાચા–વારિના પ્રચંડ મોજાઓ લેશ માત્ર પણ અસર નહિ કરી શકે. ગાડી–ઘોડા કે મોટરોમાં માનપૂર્વક બેસાડી, ચ્હાપાણી પીવડાવી, પાંચ પૈસા ચાંપી, મતદારોના મુખમાં ડુચો મારનારાઓમાંનો હું એક નથી. આપ ખુશીથી આપના ખીસ્સા તર કરો. ધનવાનની રાહમાં તણાવાથી, પૈસાદારને પડખે ઉભા રહેવાથી, હમણા તેમજ આગળ ઉપર પણ સારો લાભ થશે, જ્યારે કંગાલ સાથે રહેશો તો કદાચ મૃત્યુ કેડે બહુ બહુ તો ‘વાહ વાહ’ થશે. બસ એજ. બીજું કંઇ નહિ. ઉલટું વખત આવે બે પૈસા શર્મના માર્યા ઘસાવું પડશે, એ ગેરલાભ. માટે જાવ, જરા પણ ન સંકોચાવ. આપનો મત અરવિન્દ શેઠને આપો. કારણ જગતનો નિયમ છે, કે **પ્હેલા સ્વાર્થ પછી પરમાર્થ! પ્હેલા આત્મા પછી પરમાત્મા, પ્હેલા જીવ પછી શીવ.**

ધનવાન સાથે મિત્રતા બાંધ્યાથી મનમાન્યું મળે,
આ **ભિખારીની ભાઇબંધી**માં તમારૂં નહિ વળે.
ધનવાન સ્નેહી આપને જે માગશો તે આપશે,
કંગાલતા આ જોતજોતામાં તમારી કાપશે.
પણ આંખ મીંચો એટલે...એ પાપનો પૈસો વહે,
આશિષ અમો કંગાલની જ્યારે ચીરંજીવી રહે.

પુષ્પધન્વા! ભણ્યા છો, પરન્તુ ગણ્યા નથી; વાંચ્યું છે, પરન્તુ વિચાર્યું નથી.

ધનવાનને તો સહુ વળગતા જાય, એમાં શું નવું?
પણ હાથ ઝાલે ભિખારીનો (જે) રહ્યું એમાં શીખવું.
મધનું ટીપું જો હોય તો તો લાખ માખી બણબણે,
પ્રેમી પતંગ ખરૂં...બુઝાતી જ્યોત પર જે ગણગણે.

ધનવાન સાથે મિત્રતા સહુ કોઇ બાંધે હોંસથી,
ઉમરાવ સાચો તેજ બાંધે નિર્ધનોથી દોસ્તી.

અમારી ગરીબોની ભાઇબંધી કર્યાથી તમે ભિખારી હશો, તો ધનવાન તો કદી નહિ થાવ, પરન્તુ ધનવાન હશો તો ગરીબ તો કદાપી નહિ થઇ જાવ.

ગરીબોને લૂટાવ્યાથી પ્રભુ નહી આપનુ લૂટે,
સખાવતમા ખરચવાથી તમારૂં ધન નહિ ખૂટે.
મળે પૈસો તમારા હાથથી જ્યાં એક એક પૈ છૂટે,
તમે સાંધો ભિખારીના (તો) તમારા ભાગ્ય નહિ તૂટે.
અહો કંગાલના કર જો.. કરે કેશવ કૃપા—હેલી,
ગરીબોના બનો નેતા...ગરીબોના બનો બેલી.

તમારા સખી હાથથી ભિખારીઓ જેમ ધનવાન નથી થઇ જવાના, તેમ તમો ધનવાનો કાંઇ દયાના દાન દેતા ભીખ માગતા નથી થઇ જવાના. એટલું તો ચોકકસ માનજો, કે જેમ જેમ વાપરશો તેમ તેમ એ ભંડાર વધશે, જ્યારે જેમ જેમ એને જાળવા રાખશો, તેમ તેમ એ ઘટશે."

"ત્યારે શું આપની પાસે આપવા જેવું કંઇ જ નથી ?"

"છે, પરન્તુ લક્ષ્મીદેવીના, માયાદેવીના ઉપાસકોને માટે તે સર્વથા નિરર્થક છે."

"એવું તે શું છે?"

"વિદ્યા, વિનય, સદ્દજ્ઞાન અને સદાચરણ."

"પણ વિના પરિશ્રમે મેળવાય એવું કાંઇ ?"

"અંતરની આશિષ અને સાચો સ્નેહ."

"તો મ્હારે એજ જોઇએ છે." પુષ્પધન્વા ગળગળે સાદે બોલી ઉઠયો: "પૂજ્ય ગુરૂદેવ ! આ અલ્પજ્ઞાની બાળકે આપની આજે કસોટી કરી છે, જે માટે ક્ષમા માગું છું. મ્હારી પરીક્ષામાં આપ સંપૂર્ણ રીતે પસાર થયા છો. લ્યો, આ મ્હારો મત અને સ્વીકારો મ્હને હવેથી આપના શિષ્ય નહિ પરન્તુ એક સદાના પરમપ્રિય સ્નેહી તરીકે."

"ધન્ય છે, વીર યુવક ! ત્હારી જનેતાને ધન્ય છે." શેઠ **પરમ-હંસના** મ્હોંમાંથી હર્ષોદ્‌ગાર બ્હાર પડયા.

"આ શું ? એક **ભિખારીની ભાઇબંધી** !" શેઠ અરવિન્દના મ્હોંમાંથી આશ્ચર્યજનક શબ્દો સર્યા.

જ્યારે પધારેલા ભદ્ર પુરૂષો આશ્ચર્યના અવધિમાં ગર્ક થઇ ગયા હતા, ત્યારે આ ગુરૂ–શિષ્યની જોડી સ્નેહીઓમાં પલ્ટાઇ એક બીજાને આનંદથી કોટીએ વળગી હતી

તેજ વખતે વ્યવસ્થાપક તરીકે શ્રી. પ્રવીણચંદ્રનું નામ શેઠ પરમહંસે જાહેર કીધું. વિરૂદ્ધ પક્ષના મતદારોના મોઢાઓ ઉપર શ્યામતા છવરાઈ. પોતાના પ્રેમીના પરાજય અને અપમાનની આગે પૂર્ણિમા પણ અંતરમાં તો પ્રજળી ગઇ, પણ તેનું કશું ચાલે એમ ન્હોતું.

એ ઘડી ઉપર પોતાના આભાર નીચે દબાયલા પુષ્પધન્વાને આવી પ્હોંચેલો જોતાં જ જે અરવિન્દ આનન્દના સાગરમાં સ્નાન કરી, ભાવિ–સુખના હર્ષ–હિંચોળે હવામાં હીંચી રહ્યો હતો, તેના મુખડાની સ્થિતિ અત્યારે જોવા જેવી હતી. તેના સ્વાર્થી કિલ્લાઓ પુષ્પધન્વાના આ એક જ અણધાર્યા તીરે ખેદાનમેદાન કરી નાખ્યા.

"પુષ્પક ! આ શું ?"

"એક ઉત્તમ પાઠ. **ભિખારીની ભાઈબંધી.**"

"અર્થાત્ ?"

"એજ, કે વિદ્વત્તા, લાયકાત, માન અને દરજ્જો ધનની થેલીઓથી નહિ, પરન્તુ પોતાના શુદ્ધ ચારિત્ર્યથી મેળવી શકાય છે. સ્નેહ અને સન્માન સદ્વચનોની લ્હાણી કીધાથી લુટી શકાય છે. શેઠજી ! આ આપનો પુષ્પક સદા સર્વદા પારસમણીના મંત્રને સ્હાય છે, કેમકે એના સ્પર્શથી લોઢું પણ સુવર્ણમાં પલટાય છે."

"ઠીક છે. પુષ્પક ! તો હવે હું પણ ત્હને એ બતલાવીશ, કે જે પૈસાને તું નાદાન અભિમાનમાં તુચ્છ ગણી આજે ઠોકરે મારે છે, તેજ પૈસાના પ્રભાવે કરી કુન્દન પણ પુનઃ કથીરમાં કેવી રીતે ફેરવી શકાય છે ? મનની ધારેલી મુરાદ કયે પ્રકારે બર લાવી શકાય છે ?"

"કદાચ બને, કારણ આજનો જમાનો લક્ષ્મીપ્રિય છે."

"ભાઇ અરવિન્દ ! એમાં આમ ક્રોધ કરવો એ આપને ન છાજે. આપણા જેવા શ્રીમંતોએ તો આવા કંગાલ નરરત્નોને ખૂણે ખૂણામાંથી શોધી કાઢી જગત્ સમક્ષ તેમની જ્યોતિઓ ઝળકાવવાની તેમને તક આપવી જોઇએ. મન મ્હોટું રાખો. એ પણ આપણો જ દેશબંધુ છે."

તપેલા અરવિન્દને આમ શાન્ત પાડતાં શેઠ પરમહંસ પોતાના ઘર તરફ વળ્યા, એટલે પુષ્પક અને પ્રવીણે પણ પરમહંસને બીજે દિવસે મળવાનું કહી પોતપોતાનો રસ્તો લીધો.

હવે રહ્યા કેવળ ત્રણ જણ. શેઠ અરવિન્દ, એની બ્હેન ઉષા, અને પરમહંસની પુત્રી પૂર્ણિમા. અરવિન્દ ક્રુદ્ધ સ્વરે પૂર્ણિમા તરફ ફરી બોલ્યો:

"પૂર્ણિમા ! યાદ રાખજે મ્હારા આજના આ ભયંકર અપમાનનો બદલો ત્હારા પિતાએ એકવાર જરૂર ભરી આપવો પડશે."

દમામમાં ને દમમામાં બંને ભાઇ-બ્હેનો એ પછી ત્યાંથી ચાલતા થયા. પૂર્ણિમાએ પણ ઘેર જવાને પગલાં ઉપાડયા. તેણે પણ મનમાં ગાંઠ વાળી હતી, કે "હવે મ્હારે પુષ્પધન્વા મહેતાજી ન જોઇએ."

આમ **ભિખારીની ભાઇબંધી** કરી પુષ્પધન્વાએ પોતાને, શેઠ પરમહંસને અને પ્રવીણચંદ્રને એમ ત્રિપુટીને માથે એક શયતાન શત્રુ ઉભો કર્યો.

પરન્તુ સ્નેહની સમશેર પાસે શત્રુત્વની સમશેરનો વિજય ક્યારે થયો છે? સત્યના કિલ્લાઓ અન્યાયના હલ્લાઓથી ક્યારે સર થયા છે? થયાજ નથી, થતા પણ નથી, અને થશે પણ નહિ.

પુષ્પઃ-૪ થું.

## " આજના યુવાનોને ! "



"શિવ ! શિવ ! શિવ ! આ દુઃખ તે કેમ ખમાય ? બાપજન્મે રાંધ્યુ ન હોય અને રાંધવું પડે, તો પછી ભોગ લાગ્યા મ્હારા બાપ ! તોબાહ્ પરમેશ્વર.

ભાઇઓ ! આ પાંચ વેંતનું પેટ ભરવાને દિવસમાં બે વાર ચુલાના ધુમાડા પાસે બેસી કેમ જાણે કોઇ નિકટનું સગું વ્હાલું સ્વર્ગવાસી ન થયું હોય ! તેમ આંખમાંથી દડ દડ મોતીના દાણા

પાડવા, અને તેમાંય વળી જો ભૂલેચૂકે ગરમાગરમ તપેલી કે તાવી સાણસીને બદલે હાથેજ પકડાઇ ગઈ, તો પછી જોઇ લ્યો, કે કરવો પડે છે કેવો રામ નામનો પોકાર, ઉર્ફે ખુદાને બાંગ !

ભગવાન આ ન્હાનકડી પેટની કોઠીમાં કોણ જાણે એવું તે શા માટે કાણું પાડયું હશે ! એવું તે શા માટે જાદુ મૂકયું હશે ! કે હરામખોર દિવસમાં બબ્બે વાર ભરાય ભરાય ને પાછી ખાલી. કેમ જાણે ઘાંચીનો બળદ ! ફરે ફરે ને જ્યાંનો ત્યાં.

સુધારા–સઢ નવા નિત્યે. ચઢે સંસારને જહાજે,
પુરૂષ–નૌકા બન્યા પોતે સુકાનીમાં સ્ત્રીઓ આજે.
જમાનો આજનો એવો...સ્ત્રીઓના હાથમાં સત્તા,
રમાડે હાથમાં રાખી પુરૂષોને બધા પત્તા.
અજબ કારણ રહ્યું એમાં...પરીક્ષક હો તો એ પરખો,
સ્ત્રીઓના હાથથી આજે ફરે સંસારનો ચરખો.

આ કંઇ આજકાલની અજાયબીઓ નથી. નવી નવાઇઓ છે, ઉગતા યુવાનોને માટે એક નવીન રમત છે, નવો પદાર્થ પાઠ છે.

સ્ત્રીઓ સરિતા બની બેઠી...વહ્યું એમાં પુરૂષ–પાણી,
નવી તદ્દન...અમારા આજના સંસારની કાંણી.
મૂકી ઉંચે અમે આજે...જુનીને જંગલી જાણી,
સુધારી યોજના સઘળી...નવી લૂંટી રહ્યા લ્હાણી.
નવી દુનિયા નવા માણસ...નવા વર્તન નવી વાણી,
પુરાતન સૌ પ્રણાલિકા ઉપર બસ ફેરવ્યું પાણી.

વિચાર વાતાવરણ અને વાયુ તમામ બદલાઇ ગયું. આજનો નવો યુવાન અને નવી યુવતી! નવો માણસ અને નવી સ્ત્રી! નવું સ્વર્ગ નવું નર્ક અને નવી દુનિયા.

હશે ! પણ જવા દયો એ બધી નકકામી વાતોને. હું તમને મ્હારો જુનો પુરાણો કાર્યક્રમ ગણાવું. સવારે સાત વાગે આળસ અને બગાસા ખાતાં ખાતાં પથારીમાંથી માંડ માંડ ઉઠયા પછી દાતણપાણી, ન્હાપાણી અને કચરાપૂંજાની ત્રિવિધ સંધ્યામાંથી પરવારૂં. એક તો ઉચ્ચ હિન્દુનો ધર્મ રહ્યો ! અને વળી ઘરમાં જ દેવસેવા, (ગૃહદેવી ન્હોતા નહિ તો દેવી-સેવા પણ વળી હોત ) એટલે દેવને જમાડયા સિવાય જમાય પણ નહિ. આમ તેમ બે લોટા પાણી શરીર ઉપર ઢોળી ઝટપટ નામનું મૂશળસ્નાન કરી, દોઢસો વાર ન્યાતમાં અને ઘરમાં જે પ્હેરી ભોજન લીધેલું, છતાં જેને લોકો પવિત્ર અબોટીયું કહે છે, તે પ્હેરી ઠાકોરજીને ઘંટડી વગાડી જગાડું. એ સ્નાન, સંધ્યા અને દેવપૂજાથી પરવાર્યો, કે પછી ભરાઉં ચુલામાં. ત્યાં વાગે દશ. આ કાચુ પાકું જેવું આવડે એવું ઝટપટ બાફી નાખું. સગડી સળગાવી હોય ત્યારે તો વળી વાત જ મા પૂછો. એ તો સારૂં છે કે વિલાયતી માણસોએ મ્હારા જેવા બાળબ્રહ્મચારીઓને માટે સ્ટવ (પ્રાઇમસ-સંચો) જેવા સાધનની શોધ કરી રાખી છે. લુખુસુકું ખાઇને સીધો શાળામાં જાઉં. ઘેર રસોઇઆનો, ગૃહીણીનો, અને વાસણ માજનાર ઘાટણ તથા ધોબીનો એમ ચાર અવતાર, જ્યારે શાળામાં જુઓ તો માનવંતી મહેતાજીની ખુરસી.

જરા વિચારો તો ખરા ! મ્હારા જેવા સભ્ય માણસને પણ આ સંસારની રંગભૂમિ ઉપર એક દિવસમાં એકાવન ભૂમિકા ભજવવી પડે. ઔર ઔર વેશ ધરવા પડે ! નવા નવા પાઠ ગોખવા પડે ! ભિન્ન ભિન્ન અનુભવો મેળવવા પડે ! ઘડીમાં માથે તો ઘડીમાં બગલમાં ( નળ ન આવતા હોય એટલે ) પાણીનું બેડું

બગલમાં મારી, તળાવે અગર તો ટાંપીએ, નહિ તો પછી કુવે દોડવું પડે. જાણે બીજો પનિહારીનો જ લ્હાવો! વળી કોઇ દિવસ નોકરડીની ગેરહાજરીમાં એની માસીક રૂ. દોઢની જગ્યાનો ચાર્જ પણ સંભાળવો પડે. ઘાંચીની ઘાણીની માફક બરાબર છ કલાક નિશાળમાં અધ્યાપનના આંટા ફેરવી થાકયા પાકયા સાંજે સાડા પાંચ વાગે છેક ઘેર પધારીએ. પેટમાં તો કકડીને લાગી હોય ભૂખ. પણ શું કરીએ ? પાછું એકડે એકથી પારાયણ શરૂ !

ફાનસ લુંછવાના, ઘાસતેલ પૂરી તેને ચેતાવવાના, સવારના અજીઠા વાસણ સાંજે અજવાળવાના, દાળ–ચોખા વણવાના, ચુલો ચેતાવવાનો, બાફવાનું, પેટમાં પધરાવવાનું, અને વળી પાછો એંઠવાડ કાઢવાનો, વગેરે વગેરે મહાભારત આપદાઓ તો આગળ જ. એ બધાને જમીનદોસ્ત કરતાં વાગે રાતના દશ. પછી શું પૂછવું ?

પછી પથારી પણ પાથરે છે મ્હારો બાપ. ફાટાતૂટા ગુણપાટ પર અગર તો એમનેએમ જમીન ઉપર જ ઝોકા ખાતાં ખાતાં લેટી જઇએ. તેમાંય વળી નસીબ બે ડગલાં આગળનું આગળ હોય, અર્થાત્ ચાંચડ માકડ કે મચ્છર રાજા આવકાર દેવાને ધામધૂમથી "ભલે પધારો"નું પાટીઉં લગાવી બેઠા જ હોય, તો પછી મ્હારી કમબખ્તીની વાત જ ન પૂછો.

હું ભલો ને મ્હારૂં ઘર ભલું. હરવાફરવા જવાની એ તો ઇશ્વરે મ્હને જન્મતાં જ બાધા લેવડાવેલી.'સમય સોના જેવો કીમતી છે, એને જરા પણ નકામો ગુમાવવો નહિ,' એ સોનેરી વાકયોનું યથાર્થ પાલન પરમેશ્વર મ્હારી પાસે બરાબર કરાવતા હતા. ખરેખર ! વાંઢાઓની વિટંબણા તો એક નમુનેદાર રમુજી જીવનચરિત્ર લખવા લાયક !

મ્હારે ઘેર તમે કોઈ આવો, તો બેસવાનું તો બાજુએ જ રહ્યું, પણ ઉભા રહેવાનુંય તમને ગમે કે કેમ ? એ પણ એક વિચારવા જેવો સવાલ છે. ઉંદરમામાએ આમથી તેમ દોડાદોડ કરી જમીનોમાં અને ભીંતમાં ડેર ડેર ભોંયરાઓ, અરે સુરંગો બનાવી મૂકેલી. લોટ, દાળ, ઘી, તેલ એના ઘમસાણની તો રેલમછેલ ! કુદરતી ઔષધો એટલે કરોળીઆના જાળા પણ એટલા બધાં કે ન કરે નારાયણ અને કંઇ અચાનક વાગી બેસે, તો લોહી વ્હેતુ અટકાવવા વૈદ કે ડોકટરની જરૂર પણ ન પડે. એવી તો ઇશ્વરની મ્હેર. ચીજો પણ ગમે ત્યાં પડેલી હોય ! દરેક વસ્તુની ગોઠવણ એવી તો છેલ્લામાં છેલ્લી અપ–ટુ–ડેટ સ્ટાઇલમાં મ્હારે ત્યાં નજરે પડે, કે કોઇ પ્રદર્શનમાં બાપજન્મારે પણ તમે નહિ જોવા પામ્યા હો ! ગમે તેમ પણ વાત તો ખરી, કે: **ગૃહ ગૃહીણી વિનાનું સ્મશાન.**"

કલકત્તાની રાષ્ટ્રીય મહાવિદ્યાલયના વ્યવસ્થાપક શ્રીયુત્ **પ્રવીણ**-ચંદ્ર એમ. એ. સુધીની અંગ્રેજી કેળવણી લીધી હોવા છતાં આજકાલના જુવાનોની પેઠે સુધરેલ વિચારના અને શોખીન ન્હોતા. માતૃભાષા દ્વારા અપાતી આદર્શ કેળવણીમાં તેઓ દ્રઢ માન્યતા ધરાવતા હોવાથી તેમણે હમણાં જ સરકારી શાળાના આચાર્યની પદવી છોડી દાનવીર શેઠ **પરમહંસ**ને શુભ હસ્તે સંસ્થાપિત થયેલી એવી આ શાળાના વ્યવસ્થાપકની પદવી મેળવી હતી. વિદ્વાન હોવા ઉપરાંત તેઓ સાદા સંતોષી, ધાર્મિક. નીતિવાન અને રમુજી માણસ હતા.

આજ રજાનો દિવસ હોઇ તેઓ પોતાના સંસાર–ભાગવતના પાનાઓ એકલા બેઠા બેઠા ભીંત આગળ વાંચી સંભળાવતા હતા. ત્યાં તો તેની પાડોશમાં જ રહેતો, એક વખતનો તેમનો શિષ્ય અને

હાલનો પરમ મિત્ર એવો પુષ્પધન્વા આવી પહોંચ્યો. વાત વાતને ઠેકાણે રહી. પ્રવીણચંદ્રે ઉઠી બારણા ઉઘાડયા, અને એ સદાના રમુજી પરોણાને અંદર લીધો. પ્રવીણચંદ્રને (પુષ્પ બીજામાં) પોતાનો મત આપી પુષ્પધન્વા હવે એમનો શિષ્ય ટળી પરમ મિત્ર બન્યો હતો. તદ્ ઉપરાંત વ્યવસ્થાપકની પદવી ઉપર એમને નિયુક્ત કરાવ્યા પછી, એણે પોતાની પાડોશના ખાલી પડેલા ઘરમાં રહેવાની જોગવાઇ પણ એમને કરી આપી હતી. આ નવા ઘરનું મૂહૂર્ત કીધાને આજ એક અઠવાડીયું વીતી ગયું હતું. "માસ્તર સાહેબ ! હવે તે મ્હારે શું લખવું ? **વાંઢાનો વિલાપ ! વાંઢાની વેદના ! કે વાંઢાની વિટંબણા !"** પુષ્પકે આવતાંની સાથે જ પોતાનું આનન્દી પોત પ્રકાશ્યું.

"હસ, ભાઇ ! હસ. ત્હારો દિવસ છે. શિષ્ય થઇને શિક્ષકને ન હસે, ત્યારે પછી હસે પણ કોને ? એ તો જોઇ ભાઈ! **આજકાલની કેળવણી** અને આજકાલના જુવાનીયા !"

"મ્હારા મનમાં કે પ્રવીણભાઇ બિચારા ઘરકામથી આખો દિવસ કંટાળેલા રહે છે, તેમને જરા બે ઘડી હસાવું...ત્યાં તો તમે જ..."

"રે'વા દે. ભાઇ કવિરાજ ! ત્હારી બોલવાની સફાઇ રે'વા દે. મ્હારે ત્હારૂં ભાષણ નથી સાંભળવું. આજે રવિવાર છે, મ્હેરબાની કરીને જરા બે ઘડી સુખે જંપવા-સુવા દે તો સારૂં."

"તો ગુરુજી ! તમે લગ્ન કેમ નથી કરતા ? આ ઘરખટલાની જંજાળમાંથી ઝટ્ છુટકો કરી નાખોને, કે પછી તમારી ન્યાતમાં કન્યાના જ ફાંફાં છે ?"

"ભાઇ ! કન્યા તો જોઇએ એટલી છે, પરન્તુ તમામ કલદારનો ભાવ પૂછે એમ છે."

"ત્યારે કન્યાવિક્રય હિન્દુઓની ઉચ્ચ અને આદર્શ ગણાતી જ્ઞાતિઓમાં પણ હવે ધીરે ધીરે પેઠો ખરો, કેમ?"

"ગણ્યાગાંઠયા અપવાદ સિવાય હવે બધે જ એ પવન ફુંકાય છે."

"તો ગુરુજી! આ તો તમારો ઘાટ "ભાઇને કોઈ દે નહિ." એવો છે. મ્હારી સલાહ માનો તો કોઇ એવી શોધી કાઢો ને કે "બાઇને કોઇ લે નહિ."

"બેસ બેસ હવે. જરા મુંગો બેસ. પ્હેલાં તુંજ એકવડો ટળી બેવડો થઈ જાને, પછી મ્હને શિખામણ આપવા આવ."

"ત્યારે તમે જ બતાવોને, પ્રવીણભાઇ! છે કોઈ આપની ધ્યાનમાં?"

"ભાઇ! **આજકાલના** વીસમી સદીના **યુવાનોને** અમારા જેવા જુના વિચારના માણસોની કે કોઇની કરેલી પસંદગી પસંદ જ ક્યાં પડે છે? એક તો તમે જાતે જ અડધા હિન્દુ અને અડધા અંગ્રેજી રહ્યા એટલે અંગ્રેજી ભણેલી, સુધરેલી, એટીકેટવાળી, અંગ્રેજીમાં લવ-લેટરો (પ્રેમ-પત્રો) લખી શકે અને અંગ્રેજી રીતે પ્યાર કરી શકે એવી ખૂબસુરત અને ફેશનેબલ છોકરીઓ જોઇએ."

"બરાબર છે, બરાબર છે. પછી તે ગમે તે ન્યાતજાતની હોય, તો પણ ચાલે. ન્યાતની, પરન્યાતની, હિન્દુ, મુસલમાન, પારસી, યુરોપીયન ગમે તે હોય, વાંધો નહિ, એ તો ખપે." પુષ્પકે ગુરુજીની હામાં હા મેળવી તેમને જરા ઉશ્કેરી આપ્યા.

"જોયુંને? આવા આવા વિચારો હોય, ત્યાં અમારા વિચાર પછી ક્યાં રહ્યા? પણ ભાઈ! તું ગભરાઇશ નહિ. પાણીનો લોટો પણ કપાળમાં નહિ ઠોકે. હુંકે! હમણાં તો મ્હોટા મ્હોટા બણગા ફુંકે છે, અને મૂછ મરડે છે, પરન્તુ બાઈસાહેબના જ્યાં પગલાં થશેને, ત્યાં

આ ભાઇસાહેબ ગરીબ ગાય જેવા થઈ જશે. પાણીનો લોટો પીવાડશે તો શું? પણ પીશેયે નહિ, ઉલ્ટો એને પાશે.''

''એમ?''

''જોજે ત્યારે.''

''પણ એનું કંઇ કારણ તો સમજાવશોને?''

''કારણ દીવાની જ્યોત જેવું ખુલ્લું છે. **આજના યુવાનો** અને **આજની યુવતીઓ,** કુમારા છોકરાઓ અને કુમારી કન્યાઓ, આજકાલની અપાંતી અંગ્રેજી કેળવણીનો અર્થ સમજ્યા વિના કેવા ખોટે રસ્તે ઉતરી રહ્યા છે? વિદેશી વસ્ત્રો અને વિદેશી અલંકારો! વિદેશી ખાણું અને વિદેશી પીણું! વિદેશી ભાષા અને વિદેશી બનવાની જ આશા!

વૈદ ગયા, ને ડૉકટર થયા. વ્યાપાર ગયા, ને નોકરીના ફાંફાં થયા. ચોટલી ગઈ, ચાંલ્લો ગયો, અને મૂછ પણ ગઇ. (ફ્રેન્ચ કટ) આંખે ચશ્મા, માથે હેટ, હાથે ઘડીયાળ ને લાકડી, ગળે ટાઇ ને કોલર, ખાલી ખીસ્સામાં સીગારેટ ને મેચ-બોક્સ, (દીવાસળીની પેટી) મ્હોમાં પાન, વાંકા વાળ, અને તે પર વાંકી ટોપી. ચ્હા પાન અને દારૂમાં દેહની અને મગજની શક્તિ ખોઇ, ધર્મ ખોયો, નામ બોળ્યું, લાજ મૂકી, વેશ મૂક્યો, કીર્તિ ગુમાવી. ન રહ્યા આમ, ન રહ્યા તેમ. ત્રિશંકુની સ્થિતિ ભોગવતા **આજકાલના એ કેળવાયલા યુવાનો!**

જ્યારે શોખના ચશ્મા લગાવી, મોઢું પાઉડરથી રંગી, માથામાં અત્તરો સીંચી, વેશ્યાઓ જેવા પટીયાં પાડી, કપાળ અને હાથ સાફ રાખી-ક્યાં તો ઘડીયાળથી દીપાવી, ન્હાની સરખી છત્રી ઝાલી, બુટ

મોજાં ચઢાવી, વિલાયતી વસ્ત્રોમાં મ્હાલતી એ **આજકાલની યુવતીઓ! કેળવાયલી કન્યાઓ!**

સગડી ગઇ, અને સ્ટવો આવ્યા. ટાંકા કૂવા જતાં નળ પધાર્યા. ઘંટી ગઈ અને મીલો શરૂ થઇ. હાથીદાંત ગયા (ચુડી) અને કાચ (બંગડી) આવ્યાં. અરે કંકુ, કાજળ અને તેલ (માથામાં નાંખવાનું) પણ પરદેશથી આવ્યાં. ન્હાવાને સાબુ, પ્હેરવાને ઝીણા નગ્ન દેખાડે એવા વાયલ–છાયલો, અને દશશેરના તોડાની જગ્યાએ સવા પાશેરના સોના—ચાંદીના સાંકળા.

આમ છતાંય શરીરો ક્ષીણ, રોગિષ્ટ અને બારે દિવસના માંદા! પુત્રોને માતાના પયપાન ગયા અને દૂધની શીશીઓ આવી. વનસ્પતિઓની દવાઓ ગઇ, અને વિલાયતી દારૂવાળી ધર્મભ્રષ્ટ ઔષધિઓ શરૂ થઇ."

"આપણો આજનો હિન્દુ-સંસાર! આજનો કે'વાતો કેળવાયલો યુવક વર્ગ! એમને અપાતી કેળવણી! એટલે શું? માનસિક અને શારિરિક શક્તિની ક્ષીણતા. પ્રાચીન પ્રણાલીઓ ઉપર પૂળો. નિરંકુશતાનો ઝુંડો! રક્ષકના નહિ પરન્તુ રક્ષિત થવાના જ્ઞાન.

એવા નૂરહીન, સુકલકડી જેવા શરીરના લાખો યુવાન હાડપિંજરો આજે યુનીવર્સિટીઓમાંથી બી. એ. એમ. એ. એલ. એલ. બી. અને એમ. બી. બી. એસ.ના લાંબા લાંબા પૂછડાઓ લઇ બ્હાર પડે છે. શિક્ષણ સમાપ્ત કરી જ્યારે તેઓ સંસારમાં પ્રવેશ કરે છે, ત્યારે તેમના કોલેજોના વાતાવરણમાં બાંધેલા હવાઇ મનોસંકલ્પના કિલ્લાઓ કકડભુસ થઇ જાય છે. દેશસેવા, કોમસેવા અને સમાજસેવાના ઉન્નત આદર્શો હવામાં ઉડી જાય છે, એટલુંજ નહિ, પરન્તુ આજીવિકાનો ભયંકર સવાલ ભુંડી ભુખ જેવો તેમની આંખ સ્હામે આવીને ઉભો રહે છે. ભણતર પાછળ ખર્ચેલા પૈસા પાછા કેમ પ્રાપ્ત કરવા? ઘરસંસાર કેમ ચલાવવો? અને સાથે પોતાના ડીગ્રી અને મોભ્ભાને લાયક મ્હોટમ્ (Position) કેમ જાળવવી? એની જ રાતદિવસ ચિન્તા!

અને પછી એનું પરિણામ શું આવે છે? કેટલાક તો એવા વિકટ સંજોગોમાં પાશ્ચિમાત્ય કેળવણીથી ઘસાઈ રહેલા, જર્જરિત થઇ ગએલી જીવન-લીલા સમાપ્ત કરી મૂકે છે, જ્યારે તેમની પાછળ કુમળી, કોડભરી, અને આશાવન્તી યુવતીઓ જીંદગીભર આંસુ સારતી હિન્દુ-સમાજ ઉપર વૈધવ્ય-દુઃખથી દાઝી અંતરના અભિશાપ વર્ષાવતી રહે છે.

આટલેથી જ એ આશાના હતભાગી યુવાનોના દુઃખની અવધી નથી થતી. બાલવિવાહની નાશકારક રૂઢીના તેઓમાંના મ્હોટે ભાગે શિકાર થઈ પડેલા હોય છે. ભણતા બાળકોની તંદુરસ્તી, તેમના ભણતર, તથા તેમના ભાવિ, એ કશાના વિચાર કરવાની આજના માબાપો તકલીફ લેતાં જ નથી. "અષ્ટ વર્ષા ગૌરી" બાર તેર વર્ષના બાળકના ગળામાં ભેરવી દેવામાં આવે છે.

આમ તેર ચૌદ વર્ષમાં તો બ્રહ્મચર્ય ઉપર પૂળો મૂકાય છે. અને બાપડો બાળક માંડ માંડ ભણીગણી યુવાન થાય છે, ત્યાં તો કાળ-દૂતોના તેડા તેને વધાવી લેવાને તૈયાર ઉભા હોય છે. એટલે એ રીતે એ અજ્ઞાન "અષ્ટ વર્ષા ગૌરી" જીંદગીભર ફરજીઆત બ્રહ્મચર્ય પાળવા પછી બંધાય છે.

હિન્દુ-સમાજમાં આમ દિન દિન બાળવિધવાઓની સંખ્યા વધતી જ જાય છે, અને કોઇ એ અક્ષતયોનીની બાળાઓના પુનર્લગ્નની વાત કરે, તો ધર્મ અને સમાજના કે'વાતા આબરૂદાર થાંભલાઓ! તેની ઉપર ચારે તરફથી કડકડાટ તૂટી પડે છે.

એનું કડવું ફળ આપણો હિન્દુ-સંસાર આજે ચાખી રહ્યો છે. અણસમજુ એવી બાળવિધવાઓ ભરયુવાનીમાં આવતાં અનાચારને પંથે ઉતરી માબાપના નામ અમર કરે છે, અથવા ગર્ભપાતના મહાન પાપ માથે ખેંચી લે છે. કયાં તો છડેચોક વેશ્યા-જીવન ગુજારી હિન્દુ-સમાજના નામને કાળુ કલંક લગાડે છે, કયાં તો પછી પરધર્મમાં વટલી જાય છે. હાય! એ અમારો આજનો હિન્દુ-સંસાર! હિન્દુ સમાજ! એ અમારા **આજના યુવાનોની** દશા! એ એમને અપાતી **આજકાલની કેળવણી!**

પણ હિન્દુ-સંસારની ભીષણતા તો હજુ આગળ આવે છે. પુરૂષ ગમે એટલી સ્ત્રી કરી શકે, જ્યારે સ્ત્રીને એક જ પતિવ્રત હોવું જોઇએ. એના અર્થ એજ કે, પતિ મરતાં બિચારી અનાથ અબળા જન્મભર કાળાં લુગડાં પ્હેરી રડે કકળે, અને આપણો યુવાન એક મરે તો તુર્ત જ બીજી સ્ત્રી કરી નાખે.

બાપડો બી. એ. થાય એટલામાં બે ચાર બાળગોપાળો ખેલતાં થઇ ગયા હોય. અને પછી શું ? આમ ન હોય કમાણીના ઠેકાણા ! અને આમ ઘરમાં હોય પત્ની, તથા પુત્રકલત્રના ભરણપોષણનો બોજો ! વધારામાં ગોતાનું પોઝીશન !

આવા ચોતરફના અંધકારમાં નોકરીને માટે એ **આજના યુવાનો** વર્તમાનપત્રોમાં વોન્ટેડની (જોઇએ છે) કોલમો ઉપર દરરોજ આંખો ખેંચી રહ્યા છે-ઘેરઘેર સલામ કરતા અને જોડા ફાડતા રખડી રહ્યા છે. એમના જુવાનીના જોમ અને ઉત્સાહ ગૃહજંજાળની અસહ્ય ચિન્તા અને લક્ષ્મી-ઉપાર્જનની નિરાશાના ઘોર સમુદ્રમાં ગોથા ખાય છે. આવી જટિલ આપત્તિમાં અંતે કંઈ કેટલા પોતાનીજીવન-લીલા (આપઘાત કરીને) સંકેલી લે છે, જ્યારે કેટલાંક ત્રીસ-ચાળીસ રૂપીઆની નફટ્ટ નોકરીમાં પોતાની આખી જીંદગી ગુલામી ખત લખી આપી બરબાદ કરી મૂકે છે.

હિન્દુ-સંસાર આવી અધોગતિની ખીણમાં આજે ગબડી રહ્યો છે. પ્હાડ જેવા જુવાનો કુવા જેવી કેળવણી પાછળ દોડાદોડ કરી આખરે દુઃખ અને નાશને પંથે પળી રહ્યા છે. હજારો આશાભર્યા યુવાન-ફૂલડાં ખીલ્યાં પ્હેલાં જ કરમાઇ જાય છે. લાખો ભણ્યાગણ્યા છતાં બેકાર રવડે છે. સેંકડો બાળવિધવાઓ એમની પાછળ પોતાના ઉહ્ના આંસુઓથી હિન્દુ-સંસારના પૂણ્યો ધોઇ રહી છે. દિનદિન અમારા દેશમાં ગરીબી, હૃદયભેદક ગરીબી, અને ઘરસંસારના જીવનકલહો વધ્યાં જાય છે. સંસારનું પતન થઇ રહ્યું છે. અરે ! આખા હિન્દુસંસારનું સત્યાનાશ વળી રહ્યું છે."

* * * *

" સમાજના નેતાઓ ! અગ્રગણ્ય આબરૂદારો ! એ બધાનું મૂળ શું ? આપણા કહેવાતો મિથ્યા શોખ ! **આજકાલની કેળવણી !** તેમાં પણ વળી આજકાલના ભણેલા યુવાનોએ તો હદ કરવા માંડી છે. નવો પ્રેમ, નવી વાત, નવી ભાષા, નવીન શૈલિ, નવીન રે'ણીકે'ણી, નવીન જીવન, અને નવીન મૃત્યુ. વિચાર વાણી અને વર્તન તમામ નવું જોઇએ. ટુંકામાં એનો અર્થ એજ કે: નવી પ્રજા, નવી દુનિયા અને નવો યુગ શરૂ થયો. નવા માણસ અને નવી સ્ત્રીઓ ઉત્પન્ન થઇ.

નવી વાતો, નવી ન્યાતો, નવા લગ્નો, નવા મરણો,
નવા સિદ્ધાંત ને સત્યો...નવા નિત્યે ફૂટે ઝરણો.
નવા હુન્નર, નવી શોધો, નવા નાટક, નવા ચિત્રો,
નવા લેખો, નવા કાવ્યો, નવા દુશ્મન, નવા મિત્રો.
નવા સ્વપ્ના, નવી આશા, નવા ચેતન, નવા ચિંતન,
નવી દુનિયા, નવા માણસ, નવો આ યુગ નવું જીવન.

અને એ બધું કોને આભારી ? તમને ! **આજના યુવાનોને !**"

"અને આજના યુવાનો ?"

"**આજકાલની કેળવણીને !**"

"પરન્તુ પ્રવિણભાઇ ! આજના એ બધા યુવાનોમાં બંદા એક અપવાદ તરીકે. હોં ?"

"જીવીશ તો વળી બતાવીશ.

ધર્મ નીતિ આબરૂ આ જમાનો ઉંચી મૂકે,
રે પૂર્વવાસીઓ જુઓ પશ્ચિમને પવને ઝૂકે.
સુધરેલ મતના ખોઇ બેઠાં...શર્મને કૂળ-કર્મને,
હિન્દુત્વ નાખ્યું ધોઇ સાથે નેક હિન્દુધર્મને.
છોડો અપાતા આજના (એ) સુધરેલ શાળા-જ્ઞાનને,
આદર્શ કેળવણી અપાવો **આજના યુવાનને.**"

"અને કન્યાઓને ?"

"ધર્મ કર્મે કેળવો...આદર્શ કેળવણી વતી,
પૂજાય આખા દેશમાં એ શ્રીમતી ને ધીમતિ.
પૂજા કરે નિત્ પ્રેમથી...પરમેશ તુલ્ય ગણી પતિ,
સંસારમાં સ્વર્ગીય સુખડાઓ ઉતારે એ સતી.
ભાવિ-પ્રજા રાખી રહી જે જનેતા પર આશરો,
આદર્શ એવી કન્યકાઓ દેશમાં પયદા કરો."

"ખરી વાત છે. ગુરુજી! **આજના યુવાનોને** તથા **આજની યુવતીઓને** માટે ઉચ્ચારાયલાં તમારા શબ્દો..."

અહીં એક ત્રીજી વ્યકિતના આગમનથી રંગમાં ભંગ પડયો. આવનારને ઓળખતાં જ પુષ્પધન્વા ઉભો થઇ ગયો. એ આવનાર કલકત્તાના દાનવીર શેઠ **પરમહંસનો** સેવક હતો.

"શું છે ?" પુષ્પધન્વાએ તેને પૂછયું.

"શેઠ આપને કોઈ અગત્યના કાર્ય માટે અત્યારે ને અત્યારે બોલાવે છે."

તુર્ત જ **પ્રવીણચંદ્રની** રજા લઇ પુષ્પધન્વા શેઠ **પરમહંસને** ત્યાં જવા ઉપડયો. શેઠની યુવાન પુત્રી પૂર્ણિમાને એ શિક્ષણ આપવા જતો હતો, એજ એને અને શેઠને સંબંધ.

પુષ્પધન્વાના ગયા પછી પ્રવીણચંદ્રના મગજમાં કંઇ કંઇ વિચારો ઘોળાવા માંડયા. "મ્હને નહિ! અને એ અગત્યના કાર્યસર પુષ્પધન્વાને તેડી મગાવવાનું શું પ્રયોજન હશે? ગમે તે હો. પણ એ ભવિષ્યમાં કયે આસને આરૂઢ થશે? **કાલના યુવાનોને** કે **આજના યુવાનોને** !"

—— બોલો તમે શું ધારો છો ? ——

## પુષ્પઃ—૫ મું.

## "પશ્ચિમનો પવન."



શેઠ પરમહંસ પ્રાચીન પ્રણાલિકાઓ પ્રતિ પૂજ્યભાવ તથા આદર્શ કેળવણીમાં દ્રઢ માન્યતા ધરાવતા હોવા છતાં, છેવટ એક સાંસારિક મનુષ્ય જ હતા. પોતાની એકની એક પુત્ર તુલ્યની પુત્રીને તેઓ અંગ્રેજી શાળામાં જતી ન રોકી શકયા. તેમ તે વખતે રાષ્ટ્રિય હીલચાલનો પવન પણ ફુકાયો ન્હોતો. પૂર્ણિમા સોળ વરસની થઇ અને અંગ્રેજી ૭ ચોપડી તેણે બાળલગ્નને પસાર કરી ધિક્કારનાર શેઠનું ધ્યાન હવે એ પરાયા પુત્રી–ધનને યોગ્ય રક્ષકના હસ્તમાં સોંપવા તરફ દોરાયું.

આખી ન્યાતિમાં શેઠને તેને માટે એક જ યોગ્ય વર જડયો, અને તે કંગાલ પરન્તુ ગુણીયલ અને વિદ્વાન પ્રવીણચંદ્ર. શેઠને પ્રવીણચંદ્ર પ્રતિ પક્ષપાત હોવાનો અલ્પાંશે આશય આ પણ હતો. (વ્યવસ્થાપક નીમતી વખતે) આજ એ વિદ્વાન જમાઇને માટે વિશેષ માહીતી મેળવવા તેણે પુષ્પધન્વાને પોતાની પાસે બોલાવ્યો હતો.

દેહલગ્નને નહિ પરન્તુ સ્નેહલગ્નને ચ્હાનાર પિતાએ પુત્રીના વિવાહ નકકી કરતાં પહેલાં તેની ઇચ્છા જાણવાનો પણ વિચાર કર્યો હતો. "પુષ્પક સાથે બધું નકકી થઇ ગયા પછી પૂર્ણિમાની સંમતી મેળવવી." એવા વિચાર–મણકા શેઠ પરમહંસ પોતાના મગજમાં

ફેરવી રહ્યા હતા. ત્યાં તો વિલાયતી પોશાકમાં સજ્જ એવી પૂર્ણિમા ત્યાં આવી પ્હોંચી.

"પિતાજી ! હું જરા બ્હાર ફરવા જાઉં છું."

"અરે ! પણ તું દેવસેવાનો ઓરડો વટાવી, અહીં સુધી જોડા સાથે આવી પ્હોંચી ? જરા શરમા."

"પણ એમાં શું થઇ ગયું ?"

"શું થઇ ગયું ? હિન્દુના ઘરમાં જોડા પ્હેરીને ફરવાનું ? આવા વિલાયતી ફેશનના વાંકાચુકા વહી જવાય એવા વેશ્યાની માફક નાગા વાળ હોળવા, વિલાયતી કપડાં પ્હેરવાં, અને વિલાયતી વર્તન ચલાવવા ! ખબરદાર. ત્હારા એવા અપલક્ષણો મ્હારા ઘરમાં નહિ પાલવે."

"જુઓ, હું હવે ઉમ્મરલાયક થઇ છું. તેમ છતાં તમે આવી જુની જમાનાની જંગલી રીતોને વળગી રહી, વારેવારે આમ વાતવાતમાં મ્હારૂં અપમાન કર્યા કરો છો, તે...મ્હારાથી......"

"બસ, અંગ્રેજી ભણી એટલે ફાટી ગઇ ? વડીલોની લાજ–મર્યાદા અને વિવેક–વિનય પણ વિસારી દીધાં ? આ તે સ્વતંત્રતાની કેળવણી કે સ્વચ્છંદતાની ? કાલથી મ્હારે ત્હને એ શાળાએ મોકલવી જ નથી. તેમ આગળ અંગ્રેજી ભણાવવું નથી. આપણી નવી નિશાળ ઉઘડે છે, એમાં..."

"તેમાં હું તો નથી જવાની."

"ત્હારે જવું જ પડશે. જે શિક્ષણ માબાપ અને પતિ કે વડીલની મર્યાદા મૂકાવે, પોતીકા ધર્મ નીતિ વિનય અને વિવેક

ભૂલાવે, પ્હેરવેશ અને પ્રણાલીઓ ઉપર પાણી મૂકાવે, સ્વચ્છન્દતા અને સુધરેલતા શીખવે, સાદાઇ છોડવી ટાપટીપીઆં અને ખર્ચાળ બનાવે, માતૃભાષા પ્રતિ અણગમો ને ધૃણા ઉત્પન્ન કરાવે, એ નાસ્તિકવાદી શિક્ષણની ભયંકરતાનો અનુભવ ત્હેં મ્હને બરાબર આપ્યો છે. હવે આજથી એને નવ ગજના નમસ્કાર કરો."

"હા...હા...હા...હા."

અને પૂર્ણિમાના આ હાસ્યધ્વનિની સાથે જ એ ઓરડાનું બંધ દ્વાર એકાએક ઉઘડી ગયું. એની અત્યંત અજાયબીની અંદર યુવાન પુષ્પધન્વા એ ઓરડામાં દાખલ થયો. પૂર્ણિમાની આંખોમાં પોતાના પ્રેમીના દુશ્મન માસ્તરને જોઇ તેલ રેડાયું. જ્યારે શેઠ પરમહંસે એને સન્માનપૂર્વક વધાવી લીધો.

"આવ, પુષ્પક ! તું આવી પહોંચ્યો ?"

"જી. હા. આપનું તેડું આવ્યું, એટલે તરત જ સેવકની સાથે અહીં આવ્યો."

"પૂર્ણિમા ! ત્હારે બેસવું હોય તો બેસ, અને જવું હોય તો જા. કારણ કે પુષ્પધન્વા સાથે અત્યારે હું ત્હારા વિવાહ સંબંધી વાત કરવાનો છું." શેઠ પરમહંસે વચમાં આવેલ પુત્રીને ખુલ્લાસો કરી નાખ્યો.

પૂર્ણિમા એક પળ પણ ત્યાં થોભવા માગતી ન્હોતી, તેમ છતાં તે પિતાના આ શબ્દો સાંભળતાં જ થોભી ગઇ. સ્નેહલગ્નની હિમાયતી એ સુધરેલ બાળા પોતાનો સ્વતંત્ર મત જણાવવા મ્હોં ઉઘાડે તે પ્હેલાં તો શેઠ પરમહંસના હોઠો ઉઘડ્યાં.

"પુષ્પક ! મ્હારી પૂર્ણિમાનો અભ્યાસ હું હવે સદંતર બંધ કરનાર છું. હવે એ ઉમરલાયક થઈ હોવાથી હું એને માટે યોગ્ય વરની તપાસમાં છું, અને એટલા માટે જ મ્હેં ત્હને બોલાવ્યો છે."

"શેઠજી ! હું તો આપનો બાળક ગણાઉં. જેવી તમારી પૂર્ણિમા, તેવો જ હું. કહો હું આપને એ ગહન વિષયમાં શું સલાહ આપી શકું ? આપ જે કંઇ કરશો, તે યોગ્ય જ કરશો."

"એક ભાઇ તરીકે ત્હને ત્હારી બ્હેનના લગ્નમાં સલાહ દેવાની અને ભાગ લેવાની છૂટ છે. વારુ ! વ્યવસ્થાપક પ્રવીણચંદ્ર હજી અવિવાહિત છે, નહિ વારુ ?

"જી. હા."

"એમની ઉમર કેટલી હશે ?"

" લગભગ ત્રીસ. "

" મ્હારી પૂર્ણિમાને લાયક એ ખરો કે નહિ ?"

"શેઠજી ! એ બદલ મ્હારો વિચાર પૂછતાં પ્હેલાં તમારે પૂર્ણિમા બ્હેનનો પોતાનો વિચાર જાણવો જોઇએ, કે તેઓ પોતે આ સંબંધમાં રાજી છે કે નહિ ?"

"પૂર્ણિમાને આવું સુન્દર વિદ્વાન અને ગુણીયલ પાત્ર મળે, પછી નાખૂશ થવાનું કારણ જ શું રહે ?"

"એ બધું ખરૂં. પરન્તુ શેઠજી ! પ્રવીણચંદ્ર વિદ્વાન છે, સદાચરણી છે, પણ સાથે આપના જેટલા પૈસાદાર નથી. પૂર્ણિમા બ્હેનને એ ગરીબનું આંગણું શોભાવવું ગમશે ? કંગાલ ઉપર એમને જન્મથી જ કંઈક તિરસ્કાર છે, એટલે જ..."

" ખરી વાત છે. પિતાજી ! હું એ પ્રવીણચંદ્રને જરા પણ ચ્હાતી નથી, તેમ એ ભિખારીનું ઘર માંડવા પણ મુદ્દલ ખુશી નથી."

" ત્હારે ઘર જોવું છે કે વર જોવો છે ? પૈસો જોવો છે કે પ્રેમ જોવો છે ?"

"મ્હેં ઘર વર ને પ્રેમ બધુંય મ્હારી મેળે શોધી લીધું છે."

" અને તે......"

" આપના મિત્ર અરવિન્દને હું..."

પૂર્ણિમા આગળ ન બોલી. શેઠ પરમહંસે એક દીર્ઘ નિશ્વાસ મૂકયો. "પુષ્પક ! મ્હારી ધ્યાનમાં તો પૂર્ણિમાની પસંદગી નથી ઉતરતી. ત્હને કેમ લાગે છે?"

" શેઠજી ! તમને અગર બ્હેનને જો ખોટું લાગે તો માફ કરજો. પણ જ્યારે તમે મ્હારી સલાહ જ લેવા માંગો છો, ત્યારે મ્હારે ખુલ્લે દીલે કહેવું પડે છે, કે અરવિન્દ શેઠે મ્હારા પાલક–પિતાની ગરજ સારી છે. એમનુ ભલુ થાય, એ જોવા હું રાજી છું. તેમ છતાં પૂર્ણિમા બ્હેનને હું આ વગરવિચાર્યું પગલું ભરવાની સલાહ નથી આપતો."

" પણ એનું કંઈ કારણ ?"

" અરવિન્દ શેઠ જેટલું વિદ્વતામાં અંધારૂં ધરાવે છે, તેટલુંજ તેઓ ચારિત્ર્યમાં પણ મીંડું ધરાવે છે. શેઠજી ! આપની પસંદગી ઘણી જ ઉત્તમ છે. કંગાલ છતાં પ્રવીણચંદ્ર વિદ્વાન અને ચારિત્ર્યવાન છે. આપના સંબંધે કરી એમની દરિદ્રતા આપોઆપ દૂર થઇ જશે. તેમ છતાં જો પૂર્ણિમા બ્હેનની આંખમાં એમની મૂર્તિ ન ઠરતી

હોય, તો પછી તેઓ સ્વતંત્ર છે. એમને ઠીક લાગે ત્યાં સંબંધ કરો. પણ અરવિન્દ શેઠને તો તમારા જામાત્ર......"

"બહુ થયું. મહેતાજી સાહેબ ! તમારી અમૂલ્ય સલાહ તમારી પાસે રહેવા દ્યો. વગર પૈસાના વકીલની મ્હને જરૂર નથી. હું કાંઇ ન્હાની નથી. હું બધુંય સમજી શકું છું. તમારી પાસે ભણવાની ના પાડી, તમારો ટાંટીયો મ્હેં અહીંથી કાઢયો, તેનું વૈર વાળવા આવ્યા હશો. કેમ ?"

"એવું કંઇ જ નથી. બ્હેન ! તમે મ્હારા ઉપર આ ખોટો આરોપ મૂકો છો. હું તમારા કલ્યાણને માટે જ તમને મ્હારા પોતાના અનુભવથી જ અરવિન્દ શેઠની આશા છોડી દેવા ..."

"પણ તમે મ્હને કહેનાર કોણ ? હું મ્હારે ફાવે તે કરૂં, તેમાં તમે વચ્ચે પડનાર કોણ ? મ્હારે ને તમારે શું ? નહિ ન્યાત, નહિ જાત, અને લ્યો, સલાહ આપવા આવ્યા છો તે ! આ મ્હોટા ભાઇ થઇને આવ્યા છે તે ! હું તમારી બ્હેન કયારની ? "

"બસ. હવે એક અક્ષર પણ વધારે બોલવાની જરૂર નથી. આજકાલની કેળવણી લઇને સ્વચ્છન્દતાના પવનમાં છકેલ એવી આ ધનંજયની કન્યા ! તમારા શબ્દો તમારા પિતા સાંભળે, કોઈ બીજા નહિ. અત્યાર સુધી તમારા પિતાની શર્મે હું નહિ બોલ્યો, પણ હવે જયારે તમે પગનો છેડો માથા ઉપર મૂકી મ્હોમાં આવે તેમ, મનમાં ફાવે એમ બોલો છો, મ્હોમાં આંગળા નાખી બોલાવો છો, ત્યારે મ્હારે બોલવું પડે છે, કે હું આપનું મંગળ ઇચ્છીને જ સર્વ કંઇ બોલ્યો છું. તેનો આ શિરપાવ ? મ્હારો અભિપ્રાય અને મ્હારી સલાહ કીમતી છે કે કેમ ? તે તો તમને આગળ ઉપર ભવિષ્યમાં જણાશે. હું

આપના પિતાના બોલાવ્યાથી જ અહીં આવ્યો છું, તેમ પૂછવાથી જ બોલ્યો છું, નહિ કે મ્હારી મેળે. ખામોશ અને નફ્ફટાઈની પણ કંઈક મર્યાદા હોય છે. શેઠજી ! બેસો. હું તો આ ચાલ્યો. મ્હારે શું ? આજકાલની કેળવણીના સુંદર ફળો આપ નિરાંતે ચાખો. હદ બ્હારના બ્હેન ! બ્હેન ! કરી ઉછેરી, મનગમતા લાડ લડાવ્યા, એના પરિણામ પેટ ભરીને આજે અનુભવો. નહિ તો તમારૂં શું જાય છે ? બાંધો મડા સાથે મીંઢળ. એના કર્મમાં જ જ્યાં અવળું છે, ત્યાં તમે અને હું કોઈ શું કરવાના હતા ? **ધણીને સુજે તે ઢાંકણીમાં.** વળી **જેણે મૂકી લાજ તેને ન્હાનુ સરખું રાજ.** તમે જો તમારૂં ધાર્યું કરશો, અને કદાચ એ **પશ્ચિમના પવનમાં બ્હેકેલા** બ્હેન કંઇ આડુંઅવળું પગલું ભરી બેસશે, તો તમારા અને તમારા બાપદાદાના કૂળ, રૂખ, કીર્તિ અને નામ તમામ ધોઇ નાખશે. દુનિયામાં મોઢુંયે દેખાડવું ભારે થઇ પડશે. કહેવત છે, કે: **સ્ત્રી રહે તો આપથી...ને જાય તો સગ્ગા બાપથી.**"

"પરન્તુ પુષ્પક........"

"હવે કંઇ જ નહિ.

જવા એ ચ્હાય ત્યાં એને ખુશીથી આપ જાવા દ્યો,
નસીબે જે લખેલું છે...હવે તો તેજ થાવા દ્યો.
તરાપો છાછરા જળમાં હવે એને તરાવા દ્યો,
હજુ નાદાન છે...ઠોકર બરાબર એક ખાવા દ્યો.
અચળ વિશ્વાસના વ્હાણે...લૂટાયે છો ! લૂટાવા દ્યો,
છતી આંખે એ અંધારે...કુટાયે તો કૂટાવા દ્યો.

પૂર્ણિમા બ્હેન ! કદાચ હું તમારો શત્રુ હોઇશ, પરન્તુ તમારા પિતા પણ........"

"એ પણ પ્હેલેથી જ તમારા ગુરુ તરફ પક્ષપાતી છે. વ્યવસ્થાપકની પદવીને માટે એમણે અરવિન્દ શેઠને મત ન આપ્યો, અને તમારા ગુરુને આપ્યો, એ મ્હારાથી ક્યાં અજાણ્યું છે?"

"જ્યારે તમારૂં ભાવિ-નિર્માણ જ એ સંબંધમાં રાજી છે, તો પછી ભલે તમારૂં ધાર્યું કરો. છતાં મ્હારા શબ્દોની સચ્ચાઇ એક વખત તમારા જીવનમાં તમે જરૂર જોઈ શકશો. યાદ રાખજો, સંભાળજો, કે એ મહાત્મા પુરૂષ બ્હારથી જેટલા રૂપાળા છે, તેટલા જ ભીતરથી કપટી અને કાળા છે."

"તે તમારે જોવાનું નથી, મૃત્યુ પર્યન્ત જીવન વિતાડનારે એનો વિચાર પ્હેલેથી જ કર્યો હશે."

"તો પછી પડો કુવામાં. મ્હારે શું? હું તો એને સારી પેઠે ઓળખું છું, એથી જ તમને બે શબ્દો કહી રહ્યો છું.

સસલું જુઓ છો શાન્ત પણ...વિકાળ એવો વાઘ છે,
ચળકી રહ્યો છે ચંદ્રમા...તેમાં જ કાળો ડાઘ છે.
એ શ્વેત લાગે સૂર્ય પણ એમાં ભયંકર આગ છે,
નહિ શ્વેત માનસ-હંસ કિન્તુ એક કાળો કાગ છે.
બટમોગરાની બ્હેકથી નહિ બ્હેકતો એ બાગ છે,
સ્વાર્થી ફુંફાડા મારતો એ એક ઝેરી નાગ છે.

માટે જ તમને કહી દઉં છું કેઃ—

વિશ્વાસ મૂકો તો તમે...જોઇ વિચારી મૂકજો,
ઝુકી પડો તો એકદમ આંખો મીંચી નહી ઝૂકજો.
ખાત્રી થતી નહિ હોય...તો એક જ પગથીઉં ચૂકજો,
માથુ નહિ ફૂટે તો...મ્હારા નામ ઉપર થૂંકજો.

પૂર્ણિમા-શ્વેત નિર્મળ ચાંદની સરસો અમારો (સ્નેહનો) કોલ છે,
પુષ્પક: —પણ એ સફેદીમાં જ કાળી શાહી જેવી પોલ છે.
યાદ રાખો આજના અણમોલ મ્હારા બોલ છે,
વાગી રહ્યો છે કાનમાં તે વિધાતાનો ઢોલ છે.
સાંભળજો સંભળાય તો...ઉઘાડશો એ કાન,
વગરવિચાર્યું ડગ ભરી...થશો નહિ હેરાન.

શેઠજી ! પ્રણામ. ”

આટલા શબ્દની સાથે જ પુષ્પધન્વા આવેશપૂર્વક શેઠનું મકાન છોડી ગયો. તે પછી શેઠ પરમહંસ પોતાની પુત્રી પ્રતિ જોઇ ગર્જ્યા:

“ઓ ઉદ્ધત છોકરી! મ્હને નહિ ખબર કે વાત આટલી બધી વિપરિત થઇ ગઇ છે?”

“પિતાજી! પસંદગી પરણનારને પોતાને કરવાની હોય, પરણનાર હું છું...”

“પરન્તુ નાદાન અને અજ્ઞાન! અમારી વયોવૃદ્ધ અને અનુભવી સલાહ કંઇ છેક જ નાખી દેવા જેવી નથી. હું ત્હારો હિતૈષી છું, કંઇ શત્રુ નહિ.”

“જો તમે એ બાબતમાં મ્હારા ઉપર વધુ દબાણ કરશો, તો પછી પરિણામ સારૂં નહિ આવે.”

“એમ છે? તો જા. બાપના વારસામાંથી ફૂટી બદામ પણ હવે ત્હને નહિ મળે. એ લક્ષાધિપતિ ત્હારા ગુણ પર, ત્હારી વિદ્યા પર કે ત્હારા રૂપ પર આશક નથી પડયો, પરન્તુ ત્હારા આ બાપની મિલ્કત ઉપર આશક થયો છે. એ ત્હને નહિ, પરન્તુ ત્હારા બાપની દોલતને ચ્હાય છે. ત્હારી સાથે તો નામના, બાકી ખરા લગ્ન તો મ્હારી આ કલદારની

કોથળીઓ સાથે કરવા માગે છે. જા, એને જઇને કહેજે, કે મ્હારા પિતાએ મ્હને એના વારસામાંથી બાતલ કરી છે. પછી પ્રેમની માગણી કરજે. જોજે, સાંભળજે, એ શું જબાબ આપે છે?"

"અને એવો પ્રસંગ આવે ત્યાં સુધી..."

"ત્યાં સુધી હું ત્હને હવે પરણાવવા નથી માગતો, એક વાર તું ખુશીથી ત્હારા દીલની ખાત્રી કર, પછી એ વાત થઇ રહેશે."

"ભલે, એમ તો એમ. તમારા શબ્દો સાચા પડશે, ત્યારે હું મ્હારો વિચાર જરૂર ફેરવીશ. પણ હાલમાં તો નહિ જ."

નાકનું ટીચકું ચઢાવી એ ઉચ્છૃંખલ પુત્રી ત્યાંથી ચાલી ગઇ. એના મગજમાં **વિલાયતનો વાયુ** વા **પશ્ચિમનો પવન** ભરાયો હતો. પરન્તુ એટલું કહો, કે હજુ સુશિક્ષ માતાના શુભ સંસ્કારે કરી પૂર્ણિમા આજકાલની ભણેલી ગણેલી સુધરેલ અને વંઠેલ છોકરીઓની માફક છેક જ વંઠી ન્હોતી ગઈ. **અરવિન્દ** શેઠની બ્હેન ઉષા કરતાં એ લાખ દરજ્જે ઉત્તમ હતી."

એના ગયા પછી શેઠ **પરમહંસ**ના મોઢામાંથી સ્વગત શબ્દો નીકળ્યા: "આ છોકરા! કે જેને માટે હિન્દુસંસાર વાંઝીયાનું મોઢું જોતો નથી, સંતાનહીન માબાપો (આજ સંતાનોને માટે) બાધા–માનતાઓ માની જીવનભર સૂકાઈ જાય છે, પોતે અર્ધા ભૂખ્યાં રહી તેમને ભોજન કરાવે છે, અરે પત્થર એટલા દેવ કરી પૂજે છે.

અને એજ સંતાનો, જો સારાં ઉઠયાં તો ઠીક છે, નહિ તો મહા વિપરિત છે. આજકાલના છોકરા! પિતાના પગ દાબવાની વાત તો દૂર રહી, પરન્તુ પિતાને પગ નીચે દાબી સ્વતંત્રતાને નામે સ્વચ્છંદતાના સપાટામાં સર્યા જાય છે. એ તો સારૂં છે, કે મ્હારી પાસે પાંચ પૈસા છે,

અને તેથી નોકર–ચાકરો તથા સગા–સ્નેહીઓ મ્હારો ભાવ પણ પૂછે છે. નહિ તો આ છોકરા! ઘડપણમાં મ્હારી શી સેવા ઉઠાવે ? શી ચાકરી કરે ? (ડોકું ધૂણાવે છે.) કંઇ જ નહી. અફસોસ!

હાય ! કેળવણી ! કેળવણી ! હિંદનું, હિંદી સંતાનોનું અને હિન્દુધર્મનું પતન કરનાર એ **આજકાલની આદર્શહીન આંગ્લ કેળવણી** ! જો તું આવી જ ફળદાત્રી હોય તો તો ત્હને મ્હારા નવ ગજના નમસ્કાર હો ! ”

આધુનિક અપાતી કેળવણીનો આ પ્રભાવ ! આ તે અંગ્રેજી કેળવણી કે **વિલાયતી વાયુ** ? પશ્ચિમનો પવન ? વાંચક ! તુંજ વિચાર, તુંજ કહે, કે.........




પુષ્પઃ–૬ ઠ્ઠું

## “સાવકીનો સ્નેહ.”






“આ બા ! માફ કર. આટલી વાર જવા દે, હવે કોઇ દિવસ નહિ જાઉં. ” તેરથી ચૌદ વર્ષની બાલિકા પુષ્પા પોતાની સાવકી માતાને બે હાથ જોડી કરગરવા લાગી.

“પરન્તુ મ્હારી રજા વગર–મ્હને પૂછ્યા વગર તું ત્યાં ગઇ જ કેમ?” સાવકી માતાએ ગાલમાં ચોમટું ભર્યું.

" મ્હારી ભૂલ થઈ."

" એ એમ નહિ યાદ રહે. આજે તો એક એવો ડા'મ દઉં, કે જીંદગી સુધી યાદ રહે." કેમ જાણે જીંદગીભર પોતાને ત્યાં જ ન પડી રહેવાની હોય, એમ માનતી નિષ્ઠુર અપર માએ પુષ્પાનો ચોટલો પકડી જમીન ઉપરથી એને ઉભી કરી ઘસડી.

પ્રિય વાંચક ! પુષ્પધન્વાની પાડોશને ઘેર આ દયાજનક નાટક ભજવાઇ રહ્યો હતો. આપણે જે સંસારદર્શન કરી રહ્યા છીએ, તે **આ**ર્યાવર્તની એક આદર્શ નહિ, પણ કલુષિત કુભાર્યાનો કડવો ઝેર સંસાર છે. પુષ્પકની પાડોશના સાધારણ સ્થિતિના માણસ પ્રમોદચંદ્રના ગૃહમંદિરમાં આજે બરાબર મધ્યાહ્નકાળે આ ગરમાગરમ તકરાર, કે પછી ૧૮૫૭ નો બળવો કહો, પરન્તુ એવું જ કંઇક જબરજસ્ત રમખાણ મચી રહ્યું હતું.

કંગાલ હોવા છતાં **પ્ર**મોદ સાદો અને સંતોષી હતો. ભોળો એવો એ દુનિયા આખીને "દ્રષ્ટિ તેવી સૃષ્ટિ" અનુસાર પોતાના જેવી જ પુણ્યપવિત્ર અને નીતિમાન માની, પ્રત્યેક જાણ્યા અજાણ્યા જીવો ઉપર વગર વિચારે વિશ્વાસ મૂકી દેતો.

બરાબર બાવીસ વર્ષની વયે પ્રમોદના લગ્ન પ્રિયંવદા નામની એક સન્નારી સાથે થયા હતા. પરન્તુ આ અલ્પાયુષી સ્ત્રી લગ્નને ત્રીજે જ વર્ષે સુવાવડમાં જ એક કમનસીબ કન્યાને જન્મ આપી આ લોક છોડી ગઇ. પ્રેમાળ પત્નીના છેલ્લા શ્વાસ સમયે પ્રમોદ તેની પાસે જ બેઠો હતો. દંપતિ યુગલની પ્રેમાળ આંખોમાંથી અવિરત અશ્રુધારા વહી રહી હતી. મરતાં મરતાં એ અભાગીની અર્ધાંગના

રૂંધાતે કંઠે બોલી: "પ્રભુ ! નાથ ! હવે હું જઇશ. મ્હારી આ એકની એક અનાથ બાલીકાને સારી પેઠે ઉછેરજો–ઓછું ન આવવા દેશો. એજ મ્હારી અંતિમ ઇ......"

તે આગળ ન બોલી શકી. પ્રમોદ તેના હૃદયનો ભાવાર્થ ઉકેલી શકયો. મરતી પ્રિયતમાના હાથમાં તેણે પોતાનો જમણો હાથ મૂકી પુનર્લગ્ન ન કરવાનું વચન આપી દીધું. એ દિવસની બાળકીને કપાળે ચુંબન કરી પ્રિયંવદાએ તે પછી નિરાંતે પ્રાણ છોડયા. એજ બાળકી તે આ પુષ્પા !

પણ દૂધનો એકાએક આવેલો ઉભરો તે કયાં સુધી ટકે ? પય–પાત્ર હેઠળ અગ્નિ ધીકતો રહે ત્યાં સુધી. તદ્ અનુસાર પ્રમોદના હૃદયમાં જ્યાં સુધી તેની પ્રાણેશ્વરીનો શોકાગ્નિ પ્રજ્વલિત રહ્યો, ત્યાં સુધી તો તેને કાંઇ જ ન સુજ્યું. ખાવુપીવું પણ તેને ન ભાગ્યું. પરન્તુ જેમ જેમ સમય જાય છે, તેમ તેમ વ્હાલાંઓની વિરહ–વેદના અને પૂણ્ય–સ્મૃતિઓ વિસારે પડતી જાય છે. અહીં પણ એમજ બન્યું. દિવસ ઉપર દિવસ જતાં એક વખતનો પ્રેમી પ્રમોદ હવે પ્રિયાની પૂણ્ય પ્રતિમાને હૃદયમાંથી ભૂલવા લાગ્યો.

ધાવના હાથમાં ઉછરતી કમનસીબ પુષ્પા પૂરી એક વર્ષની થઇ. હવે શું કરવું ? નાદાન બાળકીને ઉછેરી મ્હોટી કરવાનો ભાર તેના પિતાને માથે આવી પડયો. મળમૂત્ર કાઢી કંટાળેલા પ્રમોદે અંતે પોતાના મિત્રોની ઇચ્છાને માન આપી, સમય વિચારી, સંજોગો જોઇને લીધેલી પ્રતિજ્ઞા ઉપર એક દિવસના મંગલમુહૂર્તે પાણી મૂકી દીધું.

છવ્વીસ વર્ષની ભરયુવાન વયે તેણે ફરીથી ઘર માંડયું. ચૌદ વર્ષની પ્રમીલાગૌરી તે પુષ્પાની ઓરમાન માતાના પૂણ્યપદને શોભાવવા લાગી. પ્રથમના પાંચ છ વર્ષ તો નિઃસંતાન એવી નવી માએ પુષ્પાને ખૂબ લાલનપાલન અને પ્રેમમાં ઉછેરી. પતિ પ્રમોદનો પ્રેમ પણ તેણે સર્વાંશે જીતી લીધો. પરંતુ જ્યારે ઓગણીશ વર્ષની વય પર્યંત પોતાને સંતાન પ્રાપ્તિ ન થઈ, અને પુષ્પા પણ કંઇક મ્હોટી અને સમજણી થઇ, એટલે પિયરીયાના ચઢાવ્યાથી પ્રમિલાનું દિલ પલ્ટાયું. તેણે ધીરેધીરે પોતાનું સાવકી માતા તરીકેનું પોત પ્રકાશવુ શરૂ કર્યું.

મા વગરની બાળકી પુષ્પા પ્રમિલાને જ પોતાની મા સમજતી હતી. જ્યારે નિષ્ઠૂર પ્રમિલા 'ગમે એવી પણ આખર મ્હારી શોકયની પુત્રી છે," એજ હરઘડી દીલે ધરતી હતી. જે પુષ્પાને જોઇને તે અગાઉ હરખાતી હતી, તેને જ જોઈને હવે તે બળીને ખાખ થઇ જવા લાગી. જેના ઉપર તે આંગળી સરખી ન્હોતી ઉગામતી, જેને તે કડવો મીઠો પા શુકન પણ ન્હોતી કે'તી, તેને જ હવે તે વાતવાતમાં (જરાજરામાં) ધમકાવતી, મ્હેણા મારતી, અને રોવડાવતી. શું સમયની બલિહારી ?

આમ એ મા વિનાની બાળા નવી માના સ્નેહ નીચે મ્હોટી થવા લાગી. 'સરખેસરખી સહીઅરો સાથે પુષ્પા શેઠ પરમહંસને ત્યાંના વનિતાવિશ્રામના મંગળ સમારંભમાં ગરબા ગાવા ગઇ, અને અન્ય બાલિકાઓની પેઠે પોતાનું નામ પણ એમાં ભણવા આવવાને માટે લખાવી આવી,' એજ આજના કરૂણરસ પ્રાધાન્ય નાટકનું મંગળાચરણ હતું, પ્રધાન કારણ હતું.

" બસ, એ વનિતાવિશ્રામમાં ભણવા મ્હારે ત્હને નથી મોકલવી, તે નથી જ મોકલવી. તું કહી રહી..." સાવકી માતાનો સત્તાધીશ સાદ સંભળાયો.

" પણ બા ! એમાં ત્હારૂ શું જાય છે? મ્હારી કેટલી બધી બ્હેનપણીઓ જવાની છેને..."

"ભલે આખું ગામ કેમ કુવામાં (ચુલામાં) નહિ પડે. એ ત્હારી બધીય બ્હેનપણીઓ જાય, તો ભલે જાય, જવા દે. પણ મ્હારે ત્હને નથી મોકલવી. તેનું કેમ ? જો મ્હારા ઘરમાં સીધે સીધું રે'વું હોય, તો રે'જે. રોજ ઉઠીને આવા નવા નવા નાચ–નખરા નહિ ચાલે, સમજી ? મ્હારા કહ્યાસર ચાલવું હોય તો આ ઘર છે, નહિ તો યાદ રાખજે, કે ટાંટીયો ઝાલીને...બ્હાર..." મહાકાળીના પ્રચંડ સ્વરૂપની ઉગ્રતા ધારણ કરી પ્રમિલા ગર્જી.

એટલામાં ભોજનકાર્યથી નિવૃત્ત થઈ બે ઘડી આરામ લેવા પોઢેલો પ્રમોદ આ ધાંટાધાંટ સાંભળી જાગી ઉઠતાં જ ત્યાં આવી પ્હોંચ્યો. પુષ્પા પણ પિતાને આવી ઉભેલા જોતાં જ અપરમાના કોપમાંથી ઉગરવા એમને પડખે આવી લપાઇ ગઇ.

તેના નિર્દોષ અશ્રુભર્યા મુખચંદ્રને અવલોકતાં જ પ્રેમાળ પિતાએ એક નિશ્વાસ નાખ્યો. પુષ્પાને જોતાં જ એને એની મૃત્ત પત્ની પ્રિયંવદાની સ્મૃતિ તાજી થઇ. ડૂસકાં ભરતી એકની એક પુત્રના તુલ્યની પુત્રીને હૃદય સરસી દાબી એના કાળા સુંવાળા બાલ ઉપર હાથ ફેરવી દિલાસો દેતો પિતા બોલ્યો:

" દેવી ! એ નાદાન છે. જરા સમજાવીને કામ લેવું જોઇએ."

" રોજ ઉઠીને તે શું સમજાવે? કપાળ ! લ્યો, બ્હેન વળી આજ વનિતાવિશ્રામમાં ભણવા જવાનું નવું જ ધતીંગ લઇને આવ્યા છે."

" તો એમાં આપણું જાય છે પણ શું ? એની એવી જ ઇચ્છા હોય, તો એ ભલે જાય. નાહક એનો જીવ દુભાવવામાં શો લાભ ?

હોય! છોકરૂં તે વળી ફ્હેજ કોને ? એ તો એમજ ચાલે. બધાંય ન્હાનપણમાં એવાજ રમતિયાળ હોય."

"હોય! ત્યારે ? તમે કહો એટલે? અમેયે ન્હાના તો હતા, પણ આવાં રમતીયાળ ને ધૂની નહિ તો બા. આવડી મોટી ગધેડા જેવી થઇ છે ને! હજુ ભાન નથી ? ત્યારે અક્કલ કયારે આવશે ? કાલ ઉઠીને સાસરે......"

"બહુ થયું. હવે ટુંકે પતાવ. એ જો હવે નાદાન નથી રહી, તો પછી એની ઇચ્છામાં આવે એમ એને કરવા દે."

" એ તો વંઠી જશે, વહી જશે, ફાટી જશે, નીકળી જશે. બોલો, તેમ કરવા દઉં ? એની બધીય જીદ......"

" પણ આ......"

"એ પણ ને બણ તમારી પાસે જ રાખો. લ્યો. મ્હોટા પરગજુ ન જોયા હોય તો! કેમ જાણે એમની લાડકી એકની એક દીકરીની કુમળી દેહલતા કરમાઇ ન જતી હોય ! તો પછી એને પગે ચાલીને ઘર-બ્હાર પણ શા માટે જવા દયો છો ? સુર્યનો તાપ અને સ્હાંજની ઠંડી નહિ લાગે ? બ્હેનને હરવા ફરવા ગાડીઘોડા અને એક નોકર રાખો. એટલે થયું. બ્હેન ! બ્હેન ! બ્હેન ! જ્યારે ને ત્યારે. છોકરી કાંઈ બીજાને હશે કે તમને નવાઇની છે ? નહિ જોઈ હોય તો મ્હોટી ભણીભણીને પાટલા ફાડી નાખવાની છે તે! છોકરીની જાતને તે વળી ભણવાનું કેટલું? ખપ જોગું. ક્યાં એને નોકરી કરવા મોકલવી છે? અને ભણ્યા એટલે બસ, પતી ગયું ? પછી પરણીને ઘર તો માંડવું જ નહિ હોય! આજકાલના છોકરા! મુઆના હાડકાં જ આખા. જ્યારે જુઓ ત્યારે હાથમાં ચોપડું, અને આમતેમ ઘેરેઘેર રઝળતાં ફરે.

ઘરમાં તો સમૂળો ટાંટીયો જ ન ટકે. બાકી બશેરની રોટલી વણવાનું કહ્યું હોય, અગર બેસાડી હોય, તો ધધડીને તાવ આવે…" ગૃહરાણીએ અલ્પવિરામ પૂર્ણવિરામ ક્યાંય મૂક્યા વિના જ ભાષણ હાંકે રાખ્યું.

"પરન્તુ આ તું નાહક રાઇનો પર્વત (રજનુ ગજ) શા માટે કરે છે? ધૂળગજાની વાત, એમાં આ તે શી રાઢ ને શી ધમાધમ ? નોકરી કરવા પુરતી જ કેળવણીની જરૂર નથી. ખાવાને માટે જ ભણવાનું નથી. વિદ્યા એ તો ચારિત્ર્ય અને વર્તન સુધારવા માટે છે. વધારે નહિ તો છોકરીઓને ગુજરાતી સાત ધોરણ સુધીનું અને થોડું ઘણું માતૃભાષા સંસ્કૃત સાથે રાજ્યભાષા અંગ્રેજીનું શિક્ષણ પણ અવશ્ય આપવું જ જોઇએ, કે જેથી તેઓ આપણા ધર્મશાસ્ત્રો વાંચીને સમજી શકે. પરાયા અને પોતાના રીતરીવાજમાંથી સારા–નરસાની તુલના કરી શકે."

" પણ એ બધા પોથાઓ વાંચીને એમને નથી પંડિત થવું. આજકાલની ભણેલ અને શોખીન છોકરીઓ વળી રામાયણ મહાભારત ભાગવત ને ગીતાના પુસ્તકો હાથમાં જ કયારે પકડે છે ? એમને તો આજકાલ શાળા અને કોલેજોમાં ખાસ કરીને છોકરાઓની શીખવાતી પ્રેમની ફીલોસોફીના કાવ્યગ્રંથો ને નવલકથાના પુસ્તકો જ વાંચવા ગમે છે."

"ત્હારૂં કહેવું ખોટું નથી. તેમ છતાં જે ભારતની ભાવિ પ્રજાનો આધાર અને ઉદ્ધાર આજની આવી ઉગતી કન્યાઓ ઉપર છે, એને અશક્ત અને શિક્ષિત એ દરેકે દરેક મનુષ્યનું કર્તવ્ય છે. એટલુંજ કે એ કેળવણી માતૃભાષાની હોઇ આદર્શ સાથે ધાર્મિક અને નૈતિક હોવી જોઇએ. એમાં સ્વચ્છન્દતા કે સુધરેલતાની સહેજ પણ ગંધ ન હોવી જોઇએ. જ્યારે આજ તો…

દશ વર્ષની અંદર અરેરે ! બાળકી પરણી જતી,
ને બાર વર્ષે જોઇ લ્યો…સંતાનની માતા થતી.

રોગિષ્ઠ ને અલ્પાયુષી સંતાન એના આજના,
ઉદ્ધારકો ક્યાંથી બને આદર્શ હિન્દુ—સમાજના ?

વળી એવી અયોગ્ય, પ્રથામાં અજ્ઞાનતાનું એક પગથીઉં વધારે ઉમેરીએ, તો......

સંસારમાં એ સ્વર્ગ ઉતારે પછી પેલે ભવે,
અજ્ઞાન મા સંતાનને સંસ્કારમાં શું શીખવે ?
જે માત ન્હાના બાળકોને ગાળ દેતી-મારતી,
એને પ્રથમ શીખવાડજો આદર્શ—શિક્ષણ—આરતી.
ભાવિ પ્રજાની ભાગ્ય—નૌકા...દેશની એ તારિણી,
જે કર ઝુલાવે પારણું...તે છે જગત્ ઉદ્ધારિણી.

માટે એને તો અવશ્ય શિક્ષણ આપવું જ જોઇએ.

જેની કૂખેથી રત્ન પાક્યાં...ભલભલા તે નાર એ,
સહુ ધર્મગ્રન્થો ને અમર ઇતિહાસનો પણ સાર એ.
આ વિશ્વ તારણહાર તેમજ વિશ્વનો આધાર એ,
સન્નાર તો સાક્ષાત્ દેવી શક્તિનો અવતાર છે.

એટલે જ કહું છું, કે:—

આજની આ બાળકી (તે) ભાવિ—પ્રજાની માત છે,
આજના આ બાળકો (તે) ભાવિ—પ્રજાના તાત છે.
મહિલા ! અહા એ તો અનેરૂં...મર્દ મુખનું નૂર છે,
થોડા ઘણા પણ જ્ઞાનની માટે જ ખાસ જરૂર છે.
બોલ્યા મહંત મુનિ મહા—પુરૂષ—એની બાથમાં,
છે વિશ્વની ઉદ્ધાર-ચાવી; એ સ્ત્રીઓના હાથમાં.

અને એ ચાવી તે કઈ ? સંસ્કારની ! પ્રેરણાની !

એ ચાવીને અત્યારે અજ્ઞાનનો કાટ લાગ્યો હોવાથી આજ ઉન્નતિના તાળા નથી ઉઘડતા. એ ક્યારે ખૂલશે ? જ્ઞાનનાં તેલ પુરાશે, અને આદર્શ ધર્મ તથા આદર્શ કેળવણીમાં લોકો માન્યતા ધરાવતા થઇ એ યુગ આરંભાશે ત્યારે ! કન્યા-કેળવણીમાં અજ્ઞાન હિન્દુ-સમાજના વયોવૃદ્ધ પુરૂષો સમજતા થશે ત્યારે ! દેશના દુર્ભાગ્ય-તાળા ખોલવા હોય, તો એમના હાથમાં જ્ઞાન-ચાવીઓ આપો. એમને નાદાન અને અજ્ઞાન ન રાખો.

ગૃહીણી ગૃહની દેવી છે...દયો એને:સન્માન,
ધર્મે કર્મે કેળવો...રાખો નહિ અજ્ઞાન.
નાર નાવ નાદાનને...શિક્ષણનું સુકાન;
સ્નેહે જોડી આપતાં ઉગારશે એ જાન.

* * * * *

કહે નેપોલિયન દેશને કરવા આબાદાન.
પ્રથમ પગથીયું એજ છે...દયો માતાને જ્ઞાન."

"ત્યારે હું પણ સ્ત્રી છું. હુંય ગૃહની દેવી છું. પછી મ્હારા શબ્દોને શા માટે માન નથી આપતા ?"

"તું પણ હજુ નાદાન અને અજ્ઞાન છે. ગૃહદેવી થવાને હજુ ત્હને વાર છે. અને એટલા માટે જ તું કંઇક સમજુ થાય, એ આશાથી જ હું ત્હને આજે અને વારંવાર ખાસ આની આ વાત ફરી ફરીને કહી રહ્યો છું. પણ અફસોસ કુમળું વૃક્ષ જ જેમ વાળીએ એમ વળે, બરડ થતાં તે ભાંગી જાય. ત્હારા જન્મ-સંસ્કાર જ જ્યાં..."

"ભલે રહ્યાં મ્હારા સંસ્કાર હોય એવાં. તમારે મ્હારા માબાંપની ભૂલ કાઢવાની કંઇજ જરૂર નથી. અમે અભણ તો અભણ

છો રહ્યાં! અમારે ભણીને ધારાસભાની ખુરસી મેળવવા માટે કાંઇ ઉમેદવારી નથી કરવી. ગમે તેવા છીયે પણ તમારૂં ઘર તો ચલાવીએ છીએને? બાકી જો બીજી કોઇ ગોટપીટ શીખેલી આજકાલની ભણેલી, સુધરેલી, ને ફાટેલી મળી હોતને...તો...તમારી આ બધીય શિખામણની વાતોને કોરાં પાણીએ ધોઇને ઉંચી મૂકત. અરે આ બધોય રોફ ઘડીના છઠ્ઠા ભાગમાં ઉતારી નાખત. સમજ્યા? એ તો હું જ સાંભળી રહું. હા...એટલા તમે ભાગ્યશાળી છો, કે હજુ મ્હારા જેવી જરા નરમ સ્વભાવની અને ગરીબના ઘરની છોકરી મળી, નહિ તો જરા ખબર પડતે, ખબર."

"પણ તુંય ક્યાં ઓછી છે? મ્હારી શિખામણોને ત્હેં પણ આ કાનેથી સાંભળી આ કાનેથી ક્યાં નથી કાઢી નાખી? ઘરમાં કલહકંકાશ કરવામાં પણ તું ક્યાં કોઇનાથી જાય એવી છે?"

"હાય હાય બા. મ્હારા ઉપર આ આરોપ! તમને જ્યારે ને ત્યારે મ્હારો જ બધો વાંક દેખાય છે, કેમ? લ્યો ત્યારે, તમારી છોકરીને લઇને તમે તમારે રહેજો. હું મુઇ ભારે પડું છું, તો આજે જ ગમે એમ કરીને આપઘાત કરીશ...."

ઢોંગી અને બોલકણી પ્રમીલાએ લુગડાના છેડાનો ફાંસો બનાવી પતિને ડરાવવા પોતાના ગળાની આસપાસ લપેટી મરવાની ચેષ્ટા કરી. પણ તેને પેઠી ચૂકેલા અને તેના સ્વભાવથી સર્વાંશે પરિચિત એવા પ્રમોદની ઉપર એની કંઈજ અસર ન થઇ. તે ક્રોધાંધ પુરૂષ આ સ્ત્રી–ચરિત્રથી ચીડાઈ ઉલ્ટા બળતામાં ઘી હોમવા જેવા શબ્દો બોલ્યો:

"મરી જા, મરી જા, કાલે મરતી હોય તો આજે મરી જા.

કારણ ત્હને એ સિવાય બીજું આવડવાનું પણ શું હતું? રડવાની, વારેવારે મરવાની, અને મહીયર ન્હાસી જવાની બ્હીક બતાવવી, એજ આજકાલની અબળાઓના ત્રણ શસ્ત્રો. અફસોસ...પ્રમીલા! ત્હને જીવી જાણતાં પણ ક્યાં આવડ્યું છે કે પછી મરતાં આવડે?"

"ઓ માડીરે...મ્હારા ઉપર આટલો બધો ત્રાસ. બસ હવે તો આ ઘરમાં એક મીનીટ પણ..."

પોતાની માતા પોતાને માટે કદાચ ખરેખર આપઘાત કરી બેસશે, એમ સમજવાથી એ નાદાન બાળાએ દોડી જઈ ડૂસકાં ભરતી ને ખોટા આંસુડા સારી પોકેપોક મૂકતી પોતાની આપઘાત કરવા પ્રેરાયલી માતાનો હાથ પકડ્યો.

"બા! બા! હવે બહુ થયું. હવે હું કોઇ દિવસે..."

"ચલ ખસ ડાહ્યલી! ત્હને કોણ બોલાવે છે? ત્હારૂં કોણે નામ દીધું? લે, મ્હોટી બાપની સોડમાં ભરાઇ એમના તરફથી વકિલાત કરવા આવી છે તે?" એક ધક્કો મારી સાવકી માએ પુષ્પાને દૂર ફેંકી દીધી.

"પ્રમીલા! પ્રમીલા! આ તું ઠીક નથી કરતી......"

"એ તો હું પ્રથમથી જ જાણું છું, કે બાપ અને દીકરી બંને એકજ સંઘાડે ઉતારેલાં છે. ઓહો! કેમ જાણે ક્યાર ક્યારના દીકરી! દીકરી! દીકરી! બ્હેન! બ્હેન! કરી રહ્યા છો, તે કોઇને દીકરી હશે કે તમને નવાઇની? છોકરીની જાતને વળી આટલી બધી મોઢે કેવી ચઢાવવી? આવો મનપસંદ છૂટ કેવી આપવી? આટલા બધા લાડ કેવા? જે કહે તે હા. પછી મ્હોટપણમાં બગડે અને તડતડ રહાસું.

બોલતાં શીખે એમાં શું નવાઈ?" બાઈસાહેબે પોતાના અંતરનો તમામ ઉભરો ભાઈસાહેબ ઉપર ખાલી કર્યો.

"ખરેખર! હું ધારૂં છું, કે તું પણ ન્હાનપણમાં અવશ્ય બ્હેન! બ્હેન! થઇને લાડકોડમાં જ ઉછરી હશે, નહિ તો વળી આવી અત્યુત્તમ પતિભકિત! અને આવો સારો વિવેક ત્હારામાં સંભવે જ ક્યાંથી? દેવી! જરા પ્હેલા તમારા પગ નીચેનો રેલો તો જુઓ. પછી બીજાને શિખામણ આપવા જાવ. **પરોપદેશે પાંડિત્યમ.**" પતિએ માર્મિક મ્હેણું માર્યું.

થઇ ચૂકયું. અંધરાયલું વરસાદનું વાદળ વીજળીના કડાકા અને ધડાકા સાથે એકદમ તૂટી પડયું. મૂશળધાર વૃષ્ટિ શરૂ થઇ, અને પરિણામમાં પતિ–પત્ની તો આઘાં રહ્યાં, પણ એમાં બાપડી નિર્દોષ પુષ્પા ભિંજાઇ ગઇ. **બે પાડાની લડાઈમાં વૃક્ષનો ક્ષય** જેવો ઘાટ તેના સંબંધમાં બન્યો. પતિના વચનોની રીસ ને દાઝ તેણે ઓરમાન પુત્રી ઉપર કાઢી.

"**કજીયાનું મ્હોં કાળું**" એમ સમજનાર પિતા પુષ્પાને ક્રોધિત પત્નીના હાથમાંથી મુકાવવા વચ્ચે પડયો. હો–હા રો–કકળ ને ધમાધમ મચી રહી. જે સાંભળી આડોશીપાડોશીઓ દોડી આવ્યાં.

કહેવત છે, કે '**તમાસાને તેડું ન હોય.**' તેમ જોતજોતામાં જતાઆવતા લોકો અને આંડોશીપાડોશીઓથી પ્રમોદચંદ્રનું ઘર ચિકાર થઇ ગયું. કેમ જાણે કોઇ પ્રખ્યાત નાટકશાળામાં ફાંકડો નાટક ન ભજવાતો હોય!

આ કોલાહલ સાંભળતાં જ હાથમાંહેની કલમ પડતી મૂકી આડોશી પુષ્પક પણ ત્યાં દોડી આવ્યો. પલક માત્રમાં તે "શું બનાવ

બન્યો છે ?" તે સમજી ગયો. એને માટે આ કંઇ નવું જોવાનું ન્હોતું. હમેશાં બબ્બે ચાર ચાર દિનને આંતરે આ ઘરમાં સળગતી આવી કજીયાની હોળીઓના પ્રકાશ જોવાનું અહોભાગ્ય એને પ્રાપ્ત થયા જ કરતું હતું.

આજકાલ બળતામાં ઘી હોમનાર તો ઘણાંય મળે છે, પણ પાણી છાંટનાર અર્થાત એને બુઝાવનાર તો સેંકડે પાંચ જ હોય છે. દુનિયામાં છોડાવનાર અગર તો છૂટા પાડનાર કરતા છંછેડનાર, હોલવનાર કરતા વધુ ચેતાવનાર, આચરણમાં મૂકવા કરતાં મોઢે ભસ ભસ કરનાર, સમજાવનાર કરતાં સળગાવનાર, અને મદદગાર કરતાં તમાસો જોનાર લાખો મળે છે. બાકી પોતાની જાતને જોખમમાં નાખી પરશ્રેયને માટે છૂટા પાડવા વચ્ચે પાડનાર તો કોઇ રડયા ખડયા વીરલા જ !

પણ એવા ગણ્યાગાંઠયા વીરલાઓમાંનો જ પુષ્પક પણ એક હતો. આવતા વાર પ્રથમ કાર્ય તેણે એજ કીધું, કે વગર ટીકીટે આ ખેલ જોવા મળેલી મફતીયા મંડળીને ગૃહ–થીએટરમાંથી બે હાથ જોડી જોડી સમજાવી સમજાવી તેણે વિદાય કરી. ત્યાર બાદ ગૃહદ્વાર બીડી તે અંદર આવ્યો.

"કાકા ! સમજુ થઇને આપ સ્વહસ્તે જ ઘરની આબરૂ આમ શા માટે ઉઘાડી પાડો છો ? આપ કયાં નથી જાણતા, કે **બાંધી મુઠ્ઠી લાખની ?"**

"ભાઇ ! હું બધુંય જાણું છું, છતાં રોજ ઉઠીને મ્હારાથી હવે આ ત્રાસ નથી સહન થતો." પ્રમોદે કપાળે કર પ્રહાર કરી પોતાના ફુટેલા નસીબનું ભાન કરાવતા એક નિશ્વાસ મુકયો.

"હ્યો. મ્હોટું મહાભારત દુઃખ પડી ગયું, જે આમ બાયડીની

માફક શોક પાળવા માંડયો ?" પ્રમોદની વિચિત્ર વનિતાએ હજુય અધુરો રહેલો કજીયા–કુંભ પૂરો ભરી દેવા આગળ ચલાવ્યું.

"હું ત્હને બે હાથ જોડીને કહું છું, કે હવે તું માફ કર, મ્હને વધુ ન બોલાવ નહિ તો પછી યાદ રાખજે,કે બળેલો–ઝળેલો હું કાંઇ આડું અવળું અવશ્ય......"

"બીજું શું કરવાના હતા ? બહુ થશે તો મારી નાખશો.એજ કે કાંઇ બીજું ? ઓહો ! તેમાં તો કયાર કયારના બ્હીક બતાવી રહ્યા છો ! નબળો માટી બૈયર પર શૂરો." પ્રમિલાએ બૂઝાયલા અગ્નિમાં ફરી ફૂંક મારી.

"બસ કરો...કાકી ! હવે બહુ થયું. આવું બોલવું આપને શોભતું નથી. આપ આપને કામે લાગો, અને કાકાશ્રી ! તમે પણ જરા આઘાપાછા થાવ. ચાલો જરા બે ઘડી બ્હાર જઈ આવીએ, અને વાતને વિસારે પાડીએ, નહિ તો નાહક રજનું ગજ થશે, ને વિવાહનું વરસી થશે. આવે વખતે તમારે સમજવું જોઇએ કે તમારા બેઉમાંથી એકને નરમ ગરમ થયા વિના છૂટકો નથી." પુષ્પકે એ વિરોધના વૃક્ષને બરાબર વચ્ચેથી જ વ્હેરી નાખી ચલાકીથી બંનેનું માન રાખ્યું.

"હું તો ઘણુંય કહું છું, કે જાવ...પણ માને ત્યારેને ? આપણે તો એમને મન અક્કલ વગરના ને ગાંડા ! એટલે પછી કહેવું જ શું ? એમના મગજનું હમણા હમણા ઠેકાણું જ કયાં છે ? ઘડીઘડીમાં વિચારો બદલાવે " પતિવ્રતાએ દોઢડાહ્યાનો ડોળ કરવા માંડયો.

"ખરી વાત છે કાકી ! હા...અને પુષ્પાને શું છે ?" પુષ્પકે પાકી મુત્સદ્દીગીરી ચલાવી મીઠું મીઠું બોલી કાકીના પાસામાં ભરાવા માંડયું.

"જોને ભાઇ ! એને વળી આજ વનિતાવિશ્રામમાં જ ભણવા જવાનું ભૂત ભરાયું છે." કડવો એળીયા પીધા જેવું મ્હોં કરી કાકી કરડાકીમાં બોલ્યાં.

"ઓહો, એજને ! એમાં આટલું બધું તોફાન શું?" પુષ્પકે ઘર ચણવા પ્રથમ પાયો નાખવાનો આરંભ કર્યો.

"કોણ જાણે?"

"જુઓને કાકી ! મ્હારી બાના મરણ બાદ હું તમને જ મ્હારા સગી બા જેવા ગણતો આવ્યો છું. અને તમે પણ મ્હારા ઉપર એક પેટના પુત્ર જેટલું વ્હાલ રાખો છો. તો બાળકનો અવિનય ક્ષમા કરશો. બાકી કાકી ! દાનવીર શેઠે બંધાવેલી એ રાષ્ટ્રીય શાળામાંના આદર્શો આજકાલની અન્ય કન્યાશાળાઓ કરતાં બહુ જ ઉચ્ચ છે. વિશેષમાં એ ખાસ કરીને આજની કન્યાઓને ધાર્મિક અને નૈતિક સાથે સાંસારિક કેળવણી આપવાને જ ઉઘાડવામાં આવી છે. એ તો એનામાં જરા અકકલ ઓછી છે, એટલે તમને આમ ખુલાસો કરી સમજાવતાં આવડે જ શું ? બાકી જો આમ બરાબર સમજણ પાડવામાં આવે તો મ્હારા કાકી કદાપી ના પાડે એમ હું માનતો જ નથી, ખરૂં ને કાકી?" પુષ્પકે કાકીને છેક ચણાના ઝાડ ઉપર ચઢાવ્યાં.

"ના રે ભાઇ ! તું કયાં મ્હારો સ્વભાવ નથી જાણતો..."

"સારી પેઠે. બરાબર જાણું છું." પુષ્પક આ શબ્દો હૃદયની ઉંડાણમાંથી બોલ્યો.

"...પણ ભાઇ ! આ તો બાપ થઇને ખાવા જાય, તે કંઇ ખવાય ? તેવી રીતે એક તો વળી મ્હારી રજા વિના, મ્હને પૂછ્યા ગાછ્યા વિના ત્યાં સહી કરી આવી......અને પાછી..."

"એટલી જ ગાંડી. મ્હને પૂછ્યા વગર ન્હોતું જવું જોઇતું."

"ખરૂં કહું છું ને ? ભાઇ! તેમાંય વળી એક તો ભણવા જવું, અને તે પણ પાછું તીસ્મારખાંની પેઠે મીજાજથી. કેમ જાણે બાપ લાખ ચાળીસની દીકરી ન હોય ? પણ એવો રોફ તો ઘડી દોઢમાં ભૂલાવી દઉં."

"અરે! એમ તે હોય કે ? એ તો ગમે એવું બાળક તે બાળક. ભલે છોકરા નઠારાં નીવડે, પણ કાંઇ માવતરનું હેત બદલાય છે ? એ તો એમ ક્હોને કે હજુ પ્રભુ પાંસરો છે, તે એને સારે નસીબે તમારા જેવા શાન્ત સ્વભાવના નવી માતા મળ્યાં છે. નહિ તો..."

"નહિ તો પૂરા ભોગ લાગતે. પણ સમજવાની એનામાં ક્યાં કેટલી બુદ્ધિ બળી છે ?"

"હોય. કાકી! એના બોલ્યા સ્હામે ન જુઓ. એના વતીની હું માફી માગું છું. દિવસ જતાં અને મ્હોટી થતાં એની મેળે સુધરશે." પુષ્પકે ડહાપણભરેલી અને ડાહી ડાહી વાતો કરવા માંડી.

"એ સુધરી રહી હવે. આ ભવે તો નહિ...આવતે ભવે."

"ના ના. હું એને હવેથી સમજાવીશ."

"તો મ્હને વાંધો નથી. પુષ્પક! તું એને જરા ત્હારા જેવી ડાહી બનાવ." અગ્નિ હોલવાઇ જઇ દૂધનો ઉભરો શાન્ત પડતાં પ્રમિલાએ ઠંડે કલેજે કહ્યું.

"એ તમારે ક્હેવું નહિ પડે. તમે જુઓ તો ખરા."

"અને સાથે સાથે જરા ત્હારા કાકાને પણ..."

"એમને પણ હું ઠેકાણે લાવી દઇશ.એ તો જરા હમણા હમણા પૈસાની તંગીને લઇને ચિન્તામાં ને ચિન્તામાં એઓ અડધા સૂકાઇ જાય છે. અને તેથી જ કોઇ કોઇ વાર મગજ ખોઇ બેસે છે."

"પણ એ શું કામનું ?"

"નહિ જ. અરે પણ પુષ્પા ! તું હજુ ત્યાં ઉભી ઉભી શું જોયા કરે છે? આમ આવ. ત્હારી બાને પગે પડી ભૂલચૂકની માફી માગ. અને જો, બા શું કહે છે ? તે જરા ધ્યાન દઇને સાંભળ. તું હવે મ્હોટી થઇ. ત્હારે તો હવે ઘરનું અડધું કામ ઉપાડી લેવું જોઇએ."

પુષ્પકની આ માછલાની જાળ જેવી મીઠી યુકિત પુષ્પા કયારનીય સમજી ગઇ હતી. તે પાસે આવી ઓરમાન માતાના પગમાં પડી બોલી: "બા ! મ્હારી ભૂલ થઇ. મ્હને માફ કરો."

"વારુ ! તો જા, આટલી વખત તો જવા દઉં છું, પણ હવે ફરીથી કોઇ દિવસ પણ મ્હને પૂછ્યા વિના પાણી પણ પીધું તો ત્હારી વાત તું જાણે.વનિતાવિશ્રામમાં ભણવા જવું હોય તો જજે. પણ જોજે!હોં ! પાછું મગજ ઠેકાણે રાખજે. નહિ તો..." નમતી દોરી મૂકતાં ઓરમાન માએ પાછો જરા દાબ બેસાડવા સત્તાનો ઝપાટો પણ સાથે જ બતાવ્યો.

છેલ્લા શબ્દોની સાથે જ પ્રમિલા અંદરના ખંડમાં ચાલી ગઈ. પુષ્પા પણ માતાની પાછળ પાછળ મેડીએ ગઇ. તે પછી નિરાશ થઇ બેઠેલા પ્રમોદરાયની રજા લઇ પુષ્પક પણ બહાર નીકળ્યો, પરન્તુ બ્હાર નીકળતાં જ તેની દ્રષ્ટિ જરા ઉંચે ગઇ.

મેડીએ એક યુવાન બાળાની બે કામણગીરી કીકીઓ એની તરફ અનિમિષ દ્રષ્ટિએ આભારની લાગણી સહીત ટગર ટગર જોઇ રહી હતી. પુષ્પક ઘડી ભર રસ્તામાં જ ઉભો રહી એ નિર્દોષ પ્રતિમા પ્રતિ જોઈ રહ્યો. થોડી વાર પછી પોતાનું મુખકમલ મલકાવી એ અદ્રસ્ય થઈ ગઈ. અને એ બાલિકા એજ પુષ્પા !

ત્યારે હવે તો તમે સમજ્યાને ? પુષ્પાને સાવકીના સીતમમાંથી ઉગારી, એ યશસ્વિ કાર્યનું ઇનામ સંરક્ષક પુષ્પકને આજ મળી

ચૂકયું હતું. અને તે શું ? એક **શરમાળ સ્મિત.** અર્થાત્ પુષ્પક પુષ્પાની એક અણમૂલી વસ્તુ ચોરી ચાલ્યો જતો હતો. એનું નામ...



હૃદય બગીચે કુદરતી જ રીતે રોપાયલી આ પરસ્પરની પ્રેમ ક્યારીમાં પ્રેમાંકૂર ફુટી ચૂક્યા હતા. પરન્તુ એ આશા–ક્યારી પ્રણયપુષ્પોથી લચીપચી પરિમલ પ્રસરાવવાનું ભાગ્ય પ્રાપ્ત કરશે કે કેમ, એ અદ્રષ્ટ ભાવિ–નિર્માણની કોને ખબર ?

પ્રફુલ્લેલ પુષ્પ પાંદડીએ પાંદડીએથી પરિમલ નીતરાવ શેજ એની શી ખાત્રી ?

## પુષ્પઃ ૭ મું.



## " પૈસાદારની પુત્રી. "





"ભાઇ ! પ્રભાત ! તું કયાં ગયો ? મ્હારા પ્રભાત..."

"આ રહ્યો બા. ત્હારી પાસે જ બેઠો છું."

એક વખત એવો પણ હતો, કે જ્યારે આજ નવયુવાન પ્રભાતકુમાર રૂપાને રમકડે રમી રહ્યો હતો, સોનાને પારણે ઝૂલી રહ્યો હતો, અને રાજવંશી મહાલયોની મોજ માણતો હતો.

પરન્તુ ચઢતી પછી પડતીના અવિચળ નિયમને આધારે એજ ભાઈ ! ભાઇ ! થઇને ઉછરેલા પ્રભાતને આજ એની વાત્સલ્યતાની દેવી એવી જનેતા સિવાય ભાઇ કહી સંબોધનાર કોઇ ન્હોતું રહ્યું. પિતાની હયાતીમાં જ એના બાળલગ્ન થઈ ચૂક્યા હતાં, પરન્તુ પુત્ર

ઘરનો ભાર ઉપાડી લેવા જેટલો સમર્થ થાય, એ પ્હેલાં તો એના પિતાએ અમરાપુરી પ્હોંચવાની ઉતાવળ કરી નાખી.

પ્રભાતના પિતાના મૃત્યુનો ભેદ કોઈ વિલક્ષણ જ હતો. એઓ જે બેન્કમાં ખજાનચી (કેશીયર) હતા, તેજ કંપનીમાંથી એમના કોઇ વિઘ્નસંતોષીએ એમની ખોટી સહી કરી એક ખોટો ચેક ઉભો કરી રૂ. બે લાખ બેન્કમાંથી ઉઠાવ્યા હતા. પ્રભાતનો નિર્દોષ પિતા ભાગ્ય નિર્માણને યોગે એમાં ગુન્હેગાર ઠરતાં એને જામીન ઉપર છોડવામાં આવ્યો. પરન્તુ પૈસા કરતાં આબરૂને વધુ વ્હાલી ગણનાર એ પ્રમાણિક પુરૂષે તેજ દિવસે રાતોરાત ઝેર ખાઈ આત્મઘાત કર્યો.

આ અવિચારી સાહસે આજકાલના ન્યાયાધિશના મગજમાં ઉધું જ સમજાવ્યું. પોતાનું પાપ (ચોરી) છૂપાવવા અને સજામાંથી બચવા જ ગુન્હેગારે આ માર્ગ અખત્યાર કર્યો છે, એમ ઠરાવી એણે એની તમામ માલમીલકત બેન્કના રૂપીઆ પેટે જપ્ત કરી વસૂલ કરવા ફરમાવ્યું.

વીસ વર્ષનો તરૂણ યુવાન પ્રભાત આ વખતે કોલેજમાં અભ્યાસ કરી રહ્યો હતો. પોતાની પ્રૌઢ માતાને લઇ એ બિચારો પ્હેરેલા કપડાં ભેર ઘર બ્હાર નિકળ્યો. પૈસાની તંગીને લઇને જ્યાં પેટ ભરવાના જ ફાંફાં પડવા લાગ્યા, ત્યાં પછી શાળામાં જઇ અભ્યાસ કરવાની તો વાતજ કયાં રહી?

શાળા છોડી હવે તે પોતાનું તથા માતાનું ભરણપોષણ કરવા આજકાલના યુવાનોની માફક નોકરી શોધવા ઠેકઠેકાણે રખડવા લાગ્યો, પરન્તુ હજુ કંઇ પત્તો લાગ્યો ન્હોતો. અત્યારે એક ન્હાના સરખા ભાડાના ઘરમાં પતિ વિયોગે ગંગાસ્વરૂપ બનેલી એવી એની જન્મ દાત્રી બબ્બે દિવસના લાગલાગટ ઉપવાસ અને ચિંતાઓથી માંદગીને

સખ્ત બિછાને આળોટી રહી હતી. એના માથા આગળ નોકરી શોધવામાં નિષ્ફળતા મેળવી ચૂકેલો તેનો એક માત્ર આંખોનો તારો પ્રભાત! લમણે હાથ ટેકવી નીચે મોઢે નિરાશાવાદી બની બેઠો હતો. એની આંખમાંથી આ અણધારી અને કદી નહિ અવલોકેલી આપત્તિ જોતાં ટપ ટપ ટીપાં સરી રહ્યાં હતાં.

એટલામાં તો એની માતાની જરા તરા મિંચાયલી આંખોના પોપચાં ઉઘડયાં. પાસુ ફેરવતાં એ પ્રૌઢ માતા બોલી: "ભાઇ! તું ક્યાં ગયો?"

આંસુ લૂછી સત્વર પ્રભાત માની આંખ આગળ આવી બેઠો. "આ રહ્યો બા. શું કહે છે?"

"ભાઇ! પછી શું થયું? મ્હને કંઇ નોકરી મળી?"

"ના...બા..." ચીરાતે હૈયે આટલા શબ્દો બોલતાં એનાથી રડી દેવાયું.

તેના માથા ઉપર પોતાનો જર્જરિત થયેલો સુકો હાથ ફેરવતાં એ પ્રેમાળ માતા બોલી: "હશે, પણ ભાઇ! તું હજી સુધી કેમ જાગે છે?"

"બા! કાલ આપણે ઘરધણીને ભાડુ ચુકાવવાનું છે. એટલે આ ચિત્ર મ્હારે આજ પૂરૂં કરવું જ જોઇએ."

"ભાઇ! હવે સૂઇ જા. સવારે વ્હેલો ઉઠજે. રાત બહુ ગઇ છે. ઉજાગરો ન કર, નહિ તો માંદો પડશે. ત્હારી ચાકરી કરનાર કોણ છે?" આટલું બોલતાં માતાની છાતીએ ડૂમો ભરાયો. એનો સાદ ગળગળો થઇ ગયો. એની આંખમાં પાણી ભરાઇ આવ્યાં.

"બા! હવે આ ચિત્ર થોડું જ બાકી છે. આવતી કાલે તો હું એને વેચી આવીશ. એટલે પછી..."

" વારુ. પણ બેટા ! ત્યારે ત્હારા સસરા તરફથી શા સમાચાર છે ? "

લક્ષાધિપતિ શેઠ અરવિન્દની બ્હેન ઉષાકુમારી તે પ્રભાત કુમારની પત્ની ! અત્યારે મેટ્રીકનો અભ્યાસ કરતી તે ષોડશવર્ષિની યુવાન બાળાએ હજુ સુધી સાસરાનું આંગણું સરખુંયે ન્હોતું ભાળ્યું. ન્હાનપણમાં લગ્ન થઇ ગયેલ હોવાથી પતિ–પત્ની એકેકના પરિચયમાં પણ નહિ જેવા આવ્યા હતા. છતાં બેમાંથી એકે પણ પોતાના અર્ધાંગ સ્વરૂપને ઓળખવાની જિજ્ઞાસા હજુ ન્હોતી બતાવી. કારણ ! ઉભય અભ્યાસમાં જ નિમગ્ન હતા.

તેમાંય વળી સાસરીયાનો (સાળાનો) સ્વભાવ પ્રભાત બહુ જ સારી પેઠે જાણતો હતો. એક બે વાર તેના પિતાએ વહુને મોકલવા પત્ર લખેલા, પણ જવાબમાં "મ્હારી બેન અંગ્રેજી સાત પુરી કરી ન્હાતી ધોતી ન થાય, ત્યાં સુધી મ્હારો વિચાર એને સંસારમાં નાખવાનો નથી, તેમ એની પોતાની પણ મરજી નથી." એ જવાબ મળ્યો હતો. વધારામાં પ્રભાતે પણ માતપિતાને પોતાની વિદ્યાર્થી અવસ્થામાં પોતાને એ બંધનથી દૂર જ રાખવા વિનંતી કર્યાથી એ વાત વિસારે જ પડી ગઇ હતી.

એ વાતને આજ નહિ નહિ તો પણ ત્રણથી ચાર વર્ષ પસાર થઇ ગયા. ઉષા ભણીગણી આજની ભણેલી છોકરીઓની પેઠે સુધરેલ વિચારની અને સ્વતંત્ર મગજની થઇ ચૂકી. તેમાંય વળી તેને પોતાના લક્ષાધિપતિ ભાઇ તરફથી એ વિષયમાં પૂરતું ઉત્તેજન હતું.

આજ પર્ણકૂટિનિવાસી થયાને પ્રભાતને ત્રીજો દિવસ હતો, છતાં પૈસાદાર સાળાએ કે પૈસાદાર પત્નીએ તેને મદદ તો શું પરન્તુ તેમની ખબર સુદ્ધાં ન્હોતી કાઢી. તેમ છતાં તેની પ્રેમાળ માતા એ બે દિવસમાં તો પોતાના પુત્રને તેના સાળા પાસે જઇ પાંચ પૈસાની માગણી

કરવા, અને મોકલે તો વહુને તેડી લાવવા બારસો વખત કહી ચૂકી હતી. મરતાં પ્હેલાં એક વાર એ પુત્ર–વધૂનુ પ્રેમાળ મુખ જોવા તલસી રહી હતી.

પરન્તુ સાસરાને બારણે જઇ, બૈરી પાસે હાથ લંબાવવો, ભીખ માગવી, એ તેને મરવા જેવું લાગતું હતું. તે ચિત્રકળા બહુ જ ઉમદા જાણતો હતો, એટલે એ ગરીબ ઝુંપડીમાં તૂટાફૂટા સાહિત્યો ભેગા કરી એક કુદરતી લીલાનું ચિત્ર ચીતરી રહ્યો હતો. બે દિવસની અખંડ તપશ્ચર્યા પછી આજ હવે તે નહિ જેવું બાકી રહ્યું હતું.

ભુખના દુઃખથી પીડાતી વ્યાધિગ્રસ્ત માંદી માતાની આંખ જરા મળી ગઈ, એટલે પ્રભાતે હાથમાં પીંછી લઇ મધ્ય રાત્રે બાર વાગે પોતાનું કામ ફરી શરૂ કર્યું. ત્યાં ચિત્રમાં તેને તેના બાલ્યકાળના સુખી સ્વપ્નાનો ચિતાર દેખાયો.

પીંછી હાથમાંથી હેઠે મૂકી તે નિસ્તેજ વદને જોઈ રહ્યો. તેની આંખમાં આંસુ ભરાયાં. ત્યાં તો તેની માતાએ જાગી તેને આજ ત્રીજી વાર એનો એજ પ્રશ્ન કર્યો :

"ભાઈ! ત્હારા સાળા તરફથી કંઇ સમાચાર ?"

"કંઇ જ નહિ. હું ત્યાં હજુ ગયો જ નથી."

"ત્યારે ભાઇ! તું ત્યાં કેમ જતો નથી? એક વખત જઇ આવને. જા તો ખરો, શું કહે છે? જવામાં શું જાય છે?"

"બા! તું મ્હારા સાળાનો સ્વભાવ ક્યાં નથી જાણતી?"

"છતાં પણ તું એક વાર જઇ આવ. એ ન સમજે તો કંઇ નહિ. ત્હારી વહુને તું અહીં તેડી લાવ. મ્હારી ચાકરી તો કરશે. આવા વખતમાં નહિ કામ લાગે ત્યારે કયારે લાગવાની છે? ભાઇ!

આપત્તિકાળે જ આપણા કોણ છે? તે પારખી લેવાય છે. વળી મ્હેં પરણ્યા પછી ત્હારી વહુનું મોઢું મુદ્દલ જોયું નથી. તે વખતે તો એ છેક ન્હાની હતી, અને હવે તો ખાસી વયમાં આવી હશે. ત્હારી માને મરતાં પ્હેલાં એનું એક વાર તો મોઢું બતાવ......"

વહુઘેલીની માની આ બીજી દલીલ તોડી શકવાની એનામાં શક્તિ ન્હોતી. છતાં એને જવુંજ ન્હોતું, એટલે એ આડાઅવળા બ્હાના કાઢવા લાગ્યો.

"બા! મ્હારાથી ત્યાં જઇ ભીખ તો નહિ જ મગાય. એથી તો આમ ભૂખે મરવું બ્હેતર."

"ભાઇ! તું ત્હારા સાળાને એ વાત ન કહીશ. પરન્તુ મ્હેં સાંભળ્યું છે, કે ત્હારી વહુ ભણેલીગણેલી ને સમજુ છે. એટલે એની આગળ ત્હારૂં હૃદય ખોલજે."

પરણ્યા પછી જે વહુનું મોઢું સુદ્ધાં ન્હોતું જોયું, તે વહુને એક વાર નજરોનજર જોવા હવે એનેય કંઇક ઇચ્છા થઇ. માની વાત કંઇકાંશે એના દીલમાં ઠસતાં જ એ બોલ્યો:

" ભલે ત્યારે. બા! કાલે સવારે જ હું જઇ આવીશ."

" જીવતો રહે. મ્હારા ચિરંજીવી."

એ પછી માતાની આંખો પાછી મિંચાઇ ગઇ. નિર્ધન ચિતારો પણ પોતાનું ચિત્ર મોડી રાત્રે પૂરૂં કરી જમીન ઉપર લેટી ગયો.

*     *     *     *

પ્રભાત થતાંજ માતાની આજ્ઞા લઇ પ્રભાત આજ પ્હેલવ્હેલો સાસરાનો ઉમરો ઓળંગવા તૈયાર થયો. પોતાની સ્નેહભાગીનીને મળવા તે ઉત્કંઠિત હતો. પ્રેમાળ શિક્ષિત ભાર્યાને પ્રથમ આણું કરવા એ ઉપડ્યો.

કલકત્તાના પ્રખ્યાત " અરવિન્દ મેન્સન"ના પગથીઆ ચઢી એ અભાગી તરૂણ ઉપર આવી પ્હોંચ્યો. બ્હાર કોઇ દ્વારપાળ ન હોવાને લઇને તે ખુલ્લા બારણામાં થઇ ઠેઠ અંદર ચાલ્યો ગયો. પણ આગલા દિવાનખાનામાં આવતાં જ તેણે શું જોયું ?

એક અપ–ટુ–ડેટ અંગ્રેજી પોશાકમાં સંજ્જ થયેલ સત્તરથી અઢાર વર્ષની યુવતી આયના સ્હામે બેસી મોઢા ઉપર પાઉડર અને લાલી લગાવી રહી હતી. પ્રભાત પ્રવેશ દ્વારમાં જ સ્થંભી ગયો. એક વખત વિચાર થઇ આવ્યો: "આ કોણ હશે ? હું ઘર તો નથી ભૂલ્યો ?"

એટલામાં તો એજ યુવતીએ કોઇને બૂમ મારી: "લીલી ? ઓ લીલી ? અરે લીલીયન ? "

એક નવયુવાન ક્રીશ્ચીયન બાળા ત્યાં આવી ઉભી રહી. એ તેની આયા અર્થાત્ નોકરડી હતી. એને ઉદ્દેશીને એ યુવાન બાળા બોલી:

"સ્કુલનો ટાઇમ થઇ ગયો છે. માટે જા, જલ્દી મારી હેન્ડબેગ લાવ, અને સાઇકલ બ્હાર કાઢ."

લીલી હેન્ડબેગ લાવી એના હાથમાં આપતાં બોલી: "તમારી સાઇકલ બ્હાર તૈયાર જ છે."

હેન્ડબેગ લઇ એ ગૌરાંગી યુવતી બ્હાર નીકળી. પણ જેવી પગથીઆ ઉતરી એક જ પગલું આગળ વધવા ગઇ, ત્યાં જ એની નજર સાદા વેશમાં ઉભેલા કંગાલ પણ પ્રતિભાશાળી પ્રભાત ઉપર પડી.

"તમે કોણ છો ?" તે કંઇક તુચ્છકારભારી દ્રષ્ટિ નાખતી બોલી.

"બ્હેન ! મ્હારે અરવિન્દ શેઠને મળવું છે. એમનું મકાન આજ ને ?"

પ્રભાત અચકાતાં અચકાતાં આટલું વિનયપૂર્વક બોલ્યો. પરન્તુ એ બાપડાને એવી સ્વપ્ને પણ કલ્પના ન્હોતી, કે જેને તે બ્હેનના

સંબોધને બોલાવી રહ્યો છે, તેજ તેની પત્ની હતી. તેમજ એના વિલાયતી વેશ ઉપરથી એ સાદો યુવાન ભૂલાવો ખાય, તો એમાં કંઇ આશ્ચર્ય પણ ન્હોતું.

"મકાન તો આજ. પણ એ તમને અત્યારે નહિ મળે. જાવ, શેઠ બ્હાર ગયા છે. સાંજે ફુરસદે આવજો."

આટલો જવાબ આપી એ યુવતીએ સાઇકલના ગવર્નર ઉપર હાથ મૂક્યો. પ્રભાત તો એને અને એના વર્તનને જોતો જ રહ્યો. ન્હાનપણની સ્મૃતિ હવે તેને કંઇક તાજી થઇ. તે વિચારમાં પડયો. "ઘર તો આજ. ત્યારે શું આ તો મ્હારી ભણેલીગણેલી પરણેતર નહિ હોય! અને હોય તો પછી! ના...ના...એ વળી આવા વિલાયતી પોશાકમાં ક્યાંથી? ત્યારે આ કોણ હશે? ગમે તે હો, પણ મ્હોટામાણસને એવું તે એકદમ કેમ કરી પૂછાય? કદાચ્ કોઇ બીજી જ નીકળી, તો પછી?"

"પણ મ્હારે એનું ખાસ કામ છે." પ્રભાતે છેક પાસે જઇ એને હિંમતથી ફરી પ્રશ્ન કર્યો.

"તો મ્હને જ કહી નાખો. એવું તે શું કામ છે? ચાલો કહેવું હોય તો જલ્દી કહી દયો. મ્હને મોડું થાય છે, મ્હારે નિશાળે ...."

"હું એમની બ્હેનને તેડવા આવ્યો છું."

આવનાર અજાણ્યાના આ પ્રશ્ને એ યુવાન બાળા ચોંકી. હાથમાંથી સાઇકલ પડતી મૂકતાં એ તેની તરફ આશ્ચર્ય વદને નિહાળતાં બોલીઃ "તમારૂં નામ?"

"પ્રભાતકુમાર."

બસ થઈ રહ્યું. વિશેષ ઓળખાણની હવે જરુર ન્હોતી રહી. તેને

ત્યાં જ સ્થંભી ગએલી જોતાં વળી પ્રભાતની શંકા વિશેષ સંજ્જડ થઇ. "નક્કી એજ." છતાં તે પૂરી ખાત્રી કરવા બોલ્યો. "તમારૂં નામ ?"

અને એનો કંઇ પણ જવાબ એ યુવતી આપે, તે પ્હેલા તો ત્યાં અરવિન્દ શેઠની ગાડી આવી પ્હોંચી. પ્રભાતે તો નહિ, પરન્તુ અરવિન્દે એને ઓળખી કાઢ્યો. કંગાલ બનેવીનો ભાવ સાળાએ કમને પૂછ્યો.

"આવો, આવો. પ્રભાતકુમાર ! તમે ક્યારે આવ્યા ?"

પ્રભાત હવે સમજી ગયો, કે આવનાર તેનો સાળો અરવિન્દ શેઠ પોતે જ હતો. તેમજ પેલી ફેશનેબલ યુવતી તે બીજી કોઇ નહિ પરન્તુ પોતાની પત્ની ઉષા જ હતી. બંને જણ ચુપચુપ અંદરના ઓરડામાં સ્હામસ્હામી ખુરશી નાખી બેઠા. સુધરેલ ઉષા અર્થાત્ પોતાની પત્નીને ભૂલમાં બ્હેન કહી સંબોધવા બદલ હવે પ્રભાતને પસ્તાવો થતો હતો. પરન્તુ એ ભૂલ અજાણતામાં થવા પામી હતી.

"ઉષા ! એમને ત્હેં ઓળખ્યા કે ?"

ઉષાએ મોઢું મરડ્યું, એટલે ભાઇએ બ્હેનને તેના ધણીની ઓળખાણ આપવા માંડી. "તું ક્યાંથી ઓળખે ? ત્હારા લગ્નને આજે ચાર વર્ષ જેટલો કાળ વહી ગયો. તે પછી એક પણ વાર તમે મળ્યા હો તો ને ? સાંભળ ! એ ત્હારા હસબન્ડ (ધણી) થાય." કંઇક કરડાકી ભરેલા શબ્દોમાં અરવિન્દ બોલ્યો.

"આ !........"ઘૃણાદર્શક નયને પ્રભાત પ્રતિ નિહાળી તેની ફેશનેબલ પત્નીએ ધીમો ઉદ્‌ગાર કાઢ્યો.

"વારુ. મી. પ્રભાતકુમાર ! હવે કહી નાખો, કે કોઇ દિવસ નહિ ને આજે જ કંઇ આટલે લાંબે વખતે તમારૂં એકાએક અહીં આવવું થયું ?"

"શેઠજી! મ્હારી વિષમ પરિસ્થિતિ તો તમે જાણી હશે?"

"હા. મ્હેં તમારી ને તમારા પિતાની તમામ વાત વર્તમાન પત્રમાં વાંચી છે. તેમજ ઘણા ખરા લોકોને મોઢે પણ સાંભળી છે."

"અને એટલા માટે જ મ્હારૂં અહીં આવવું થયું છે. મ્હારી બા મૃત્યુને બિછાને છે, અને તેનો જીવ તમારી બ્હેનમાં ભરાઇ રહ્યો છે. એના અત્યંત આગ્રહને લઇને હું અહીં આવ્યો છું. માટે થોડા દિવસ તમે તમારી બ્હેનને મોકલવા કૃપા કરો."

"તેડવા તો આવ્યા છો, પણ ક્યાં લઇ જશો ક્યાં. ?"

"મ્હારા ગરીબના ઝુંપડામાં જ તો વળી, બીજે?

"પરન્તુ તમારે ત્યાં રહેવા કરવાની તો સગવડ......"

"એમ ન બોલો. શેઠજી! કન્યા તો સાસરે જ શોભે. અમને જે કંઈ મળશે, તે વડે તમારી બ્હેનને......"

"ના. ના. તે ભાઇ! હું કાંઇ એમને ત્યાં નથી જવાની. તમે કહી રહ્યાં. મ્હારે એવું ભિખારી સાસરૂં...અને આવા ભિખારી ધણી......ન......"

"હાં. હાં. એમ ન બોલીએ." ભાઇએ ફૂટતી ધાણીની પેઠે ફડફડ બોલતી બ્હેનને નહિ જેવી વારતાં શિખામણ દેવા માંડી. "પ્રભાત કુમાર! હજુ એ નાદાન છે. એના બોલવા તરફ તમે ધ્યાન ન આપશો. અને મ્હારૂં પણ એમજ કહેવું છે, કે એણે પોતાની આટલી ઉમરમાં હજુ ટાઢતડકો કે કોઇ પણ પ્રકારનું કષ્ટ વેઠયું નથી, એટલે મ્હાવરા વિનાનું સઘળું ખોટું. માટે આપ પાંચ પૈસા ભેગા કરી, જરા સારૂં મકાન લ્યો, અને સારી સ્થિતિએ આવો, એટલે આવીને ખુશીથી તેડી જજો. એની મેળે આવશે."

"પણ શેઠજી, તમે આમ વિચાર વિનાનુ શું બોલો છો ? હજુ તે ક્યાં સુધી ભણાવ્યા કરશો ? તમારે ઘેર હજુ તે ક્યાં સુધી રાખશો ? શું સ્ત્રી એટલે સુખદુ:ખ અને સ્નેહમાં સમભાગિની, કે કેવળ સ્વાર્થ-ની જ સગી ? સારી દશામાં જ ભાગીદાર અને આવે આપત્તિકાળે અળગી ? વાહ્ ! આ તે કંઈ સારૂં કહેવાય કે ?"

"સારૂં નઠારૂં બધું તમારે જોવાનું નથી. વધારે લાંબી પંચાતમાં ઉતરવાની કંઇ જ જરૂર નથી. ભાઇ ! તમે તમારે એમને ચોકખી ના પાડી દયો. મ્હારે તો એમનું ઘર નથી માંડવું. શું ભૂખે મરવા જાઉં? મ્હોટા ધણીનો દાવો કરતા આવ્યા છે તે ! આટલાં વર્ષ સુખમાં ન સંભારી, અને આજ..."

પ્રભાત નમ્ર ગરીબ અને સાદો છતાં પણ આજનો યુવાન હતો. પોતાની પત્ની તરફથી તેણે આવા વર્તન અને વિવેકની આશા સ્વપ્ને પણ ન્હોતી રાખી. એની અત્યાર સુધી રાખેલી ખામોશ હવે તૂટી ગઇ. પોતાના સાળા સમક્ષ પોતાનું આમ અપમાન થતું તે ન સાંખી શકયો. ખુરસી ઉપરથી ઉભા થઇ જતાં તેણે જરા આકળા સ્વરે ગર્જના કરી.

"બસ, બહુ થયું. મોઢા ઉપર જરા લગામ રાખો. હું તો ધારતો હતો, કે તમે ભણેલા છો, કેળવાયલા છો, એટલે એક આદર્શ પત્નીની સાક્ષાત્ પ્રતિમૂર્તિ હશો. પરન્તુ અફસોસ ! મ્હારી એ ધારણામાં હું તેમજ મ્હારી માતા બંને ઠગાયા છીએ.

અભાગીએ ઉપરથી તો સફેદી સોમલે દીઠી,
મધુરી મ્હેંકથી માની લીધું કરી હશે મીઠી.
પીળાએ રંગ પર મોહી ખરીદીને પછી ચાખી,
મૂકી જ્યાં મુખમાં ત્યાં તો અરેરે ! મ્હેં થુંકી નાખી.

નકામુ મ્હોં બગાડયું ને પડયા પૈસા બધા છૂટી,
મ્હને કંગાલને આજે વિધાતાએ લીધો લૂટી.

મ્હારા માબાપ ત્હારી પીળાશ પર મોહ્યા. ત્હને ખરીદી, પરન્તુ સ્વાદ ચાખવાનો અવસર આજે જ આવ્યો. અનુભવ કરવાની ઉપભોગવાની તસ્દી આજે જ લીધી. જ્યારે ત્હને ચાખી જોઇ, વેઠી જોઇ, ત્હારે જ મ્હને સમજાયું, કે મ્હારા આ અમૂલાં સંસાર–જીવનધનને ત્હારી ખરીદી કરવામાં મ્હારા માબાપે લગ્નયજ્ઞમાં હોમી દેવામાં મ્હોટી ભૂલ કીધી છે. અફસોસ !

હીરાકણીની આશ કયાં કયાં કાચનો આ ટૂકડો,
મૂર્ખાએ પાળ્યો ભૂલમાં (કાકા) કોઆને બદલે કૂકડો.
કોયલને પૂરી પિંજરે...બ્હેલાવવા દીલ બે ઘડી,
પણ એક ટહુકો સાંભળ્યો...ત્યાં હાય! નીકળી કાગડી.

* * * * *

મ્હેં જાણ્યું મીઠી ખાંડ છે...ચપટી ભરી મ્હોંમાં ધરી,
મીઠું હતું એ હાય! ઉલ્ટી જીભને ખારી કરી.
જ્યારે ઠગાયો પિત્તળે.........ત્યારે જ સમજાયું પછી,
કે પીળું ચળકતું એટલું સર્વસ્વ કંઈ સોનું નથી.”

પણ આ બધા સદ્દબોધનો એક અક્ષર માત્ર પણ કાનમાં પડવા દેવા એ સુધરેલી બાળા ત્યાં ન્હોતી થોભી. પ્રભાતે પણ તેને જતી જોઇ હતી. તે નિશ્વાસસૂચક સ્વરે બોલ્યોઃ “ આ શિક્ષણ! આ કેળવણી ! આ ભણતર ! આ સ્ત્રી! એની સાથે સંસાર કેમ ચાલશે ? જીંદગી કેમ પૂરી થશે ?”

“ત્યારે મી० પ્રભાતકુમાર ! હું ધારૂં છું, કે આપણે હવે રજા લઇશું. તમને જેના તરફથી જવાબ જોઇતો હતો, તેના તરફથી જવાબ મળી ગયો છે.”

"ભલે ! શેઠજી ! તમારી બ્હેનને જો મ્હારૂં ગરીબ ઘર હાલમાં આવા કફોડા સંજોગમાં ન માંડવું હોય, તો ભલે ! પરન્તુ..."

"પરન્તુ શું ?"

" મ્હને થોડા પૈસાની મદદ કરો."

"એટલે શું તમે મ્હારે બારણે ભીખ માગવા આવ્યા છો ?"

"નહિ, ભીખ માગવા નહિ, પણ મદદ લેવા. મફત લેવા નહિ, પરન્તુ ઉછીના લેવા. હું જરા ઠેકાણે પડીશ, એટલે તમારા નાણા પાઇએ પાઇ પાછાં ચૂકતે કરીશ."

"પ્રભાતકુમાર ! શું મ્હેં મ્હારી બ્હેન તમને દીધી, એટલે..."

"મ્હને નહિ, પરન્તુ મ્હારા બાપના પૈસાને ! વરને નહિ, વિદ્યાને નહિ, પરન્તુ વસ્તુને–ઘરને." પ્રભાતે જવાબ વાળ્યો.

"એટલે...કંઇ શું મ્હેં તમારી ગુન્હેગારી કીધી છે ? ઘરમાં જ્યારે એવા ખાવાના પણ ફાંફાં છે, ત્યારે વળી બૈરીને તેડવા શા માટે આવ્યા ? ઘરમાં તો મુઠ્ઠી અનાજનો દાણો ન મળે, ને ઘર માંડવાના અભખરા શાના ? શરમાતા નથી !"

પ્રભાતના રૂંવેરૂંવામાં એના સાળાના આ શબ્દોએ અપમાનની આગ સળગાવી. "બસ કરો ! અરવિન્દ ! હું તમારી પાસે નરમાશથી હાથ લંબાવું છું, એનો અર્થ એ નહિ, કે તમે જે બોલો તે મ્હારે સહન કરી લેવું. તમારી મદદના ટૂકડા માગવા હું શ્વાનની માફક ભિખારી થઇને નથી આવ્યો, પરન્તુ..."

"રાખો, રાખો હવે. વહુને તેડવાનું તો ખાલી બ્હાનું. બાકી ખરો મુદ્દો તો ભીખ માગવાનો જ."

"યાદ રાખો કે ગમે તેવા મ્હોટા છતાં પણ તમે મ્હારા સાળા છો, અને હું ગમે તેવો ન્હાનો અને ગરીબ છતાં પણ તમારો

બનેવી છું. જેટલું સ્વાભિમાન તમને વ્હાલું છે, તેટલું જ મ્હને પણ વ્હાલું છે. હું ગમે તેવો છતાં પણ તમારી બ્હેનનો વર છું. તમે મ્હને જોઇ તમારી બ્હેન દીધી હતી, કે મ્હારા ઘરને? મ્હારા મોઢાને જોઇને માગુ કીધું હતું, કે મ્હારા પૈસાને?" પ્રભાતે અરવિન્દને તેને મોઢે જ સત્યનો સ્ફોટ કરવા શબ્દજાળ ફેંકી જોઇ.

"પૈસાને! ત્હારા આબરૂદાર ઘરને! ત્હારા બાપદાદાના ઉંચા કૂળને! કરોડોની મીલ્કતને! સમજ્યા સાહેબ?"

"અફસોસ! અને એ મીલ્કત તો જોતજોતામાં હતી ન હતી થઇ ગઇ. જ્યારે હું હજુ હતો, એનો એજ છું. શેઠજી! મ્હારા જીવનચરિત ઉપરથી આપને પણ દાખલો લેવો ઘટે છે"

"મ્હને હવે તમારી સાથે વધારે વાત કરવાની મુદ્દલ ફુરસદ નથી, મ્હારે ઓફીસે જવાનો ટાઇમ થઇ ગયો છે. માટે અત્યારે તો સાહેબજી."

અરવિન્દ ખુરસી ઉપરથી ઉભો થઈ અંદર ચાલ્યો જવા જતો હતો, ત્યાં પ્રભાતે તેનો હાથ પકડયો. "તમારે જવું હોય તો ભલે જાવ, પણ અમારા આ બનેવીના બે શબ્દો સાંભળતા જાવ. પૈસો એકઠો કરીશ ત્યારે જ હવે ફરી તમારે આંગણે ચઢીશ. પરન્તુ તે વખતે મ્હારો હાથ ઉંચે અને તમારો નીચે હશે. આ વખતે હું ખરા હૃદયથી, પવિત્ર પ્રેમથી તમારે આંગણે આવ્યો છું, જ્યારે તે વખતે એક પતિ તરીકેની પ્રભુતા સાથે તમારી બ્હેન પાસે રજુ થઈશ. પરિણામ જોવા માંગો છો, તેવું જ આવશે, ગભરાશો નહિ.

આજે તમારો દિન છે...કાલે અમારો આવશે,
નિત્યે ઉઠીને નરહરિ! રંગો નવા બતલાવશે.

બોલાય તે બોલો તમારો ( આજ ) બોલવાનો છે સમો,
પણ કાલ બોલીશું અમો ને સાંભળી રહેશો તમો.
પૈસો તમારો તે વખત...કેવી રીતે કહો રોકશે,
દુર્ભાગ્યની દેવી તમારા દ્વાર જ્યારે ઠોકશે.

તે વખતે આ સોનેરી સમયની અને સોનેરી શબ્દોની તમને બરાબર યાદ આપીશ. લક્ષ્મીના મદમાં તમે અને સુધારાના પવનમાં તમારી આ બ્હેને મ્હને આજ ગરીબ જાણી ન કહેવાના શબ્દો કહ્યા છે, પરન્તુ એ અપમાનનો બદલો ઇશ્વર તમારી પાસેથી એક દિવસ જરૂર ભરપાઇ કરાવશે.

જીવનભર અન્ન પણ એકજ...નથી કોઇ જુઓ જમતું,
ઘડીમાં અહીં ઘડીમાં તહીં વિધિનું ચક્ર રે' ભમતું.
તમોને આ ગમે છે પણ નથી તેને જરા ગમતું,
પ્રભુનુ ન્યાયનું પલ્લુ...તમો માટે નથી નમતું.
નીતિ નિષ્પક્ષપાતી એ...પરખનારે તો પરખી છે,
બધા પર ઇશની આંખો જુઓ તો એકસરખી છે.

માટે ઓ ધનવાન શેઠ ! તમારૂં ધન મ્હારા જેવાને નજીવી મદદ કરવાથી ઓછું નથી થઇ જવાનું. તેમાંય વળી હું તો તમારો સગો છું.

ગરીબો તેમ ગૌવધના પ્રમુખો થઇ વિષય ચર્ચે,
નચાવે નાચ ને મુજરા...ન પૈ પરમાર્થમાં ખર્ચે.
ભરાવે પારકા પાસે ...(નાણા) ભરે પોતે નહિ કોડી,
મરે ત્યારે અમીરો એ ! શું લે સાથે ? આ શાખોડી.

તેમ તમને પણ રૂપૈયા નહિ પણ સાથે શાખોડી જ બંધાશે.

શેઠ તમારા પૈસાંને કહે...તમને કોઇ કે'શે નહિ,
સદાકાળ કંઇ ઇશ્વર તમને...આવા દિવસો દેશે નહિ.
આ વારિ તો ભરતીના છે...સદાકાળ એ વ્હેશે નહિ,
આ અજવાળા ચાર દિવસના સદાકાળ એ રે'શે નહિ.

એક વખત એ કરે પરીક્ષા (પ્રભુ) હવે ફરીથી કરશે નહિ,
એક વખત આ ફરે સિતારો ! વારે વારે ફરશે નહિ."

" ભલે ! ભલે નહિ ફરે તો...જે છે તેજ છો રહ્યો. " કહી અરવિન્દ અમીરીના અભિમાનમાં મ્હાલતો ત્યાંથી ચાલતો થયો.

"નહિ શું ફરે ? હવે ફરી જ ચૂકયો. અને આજનો આ બનાવ, એ એનું મંગળાચરણ ! મંગળ ચિહ્ન ! પૈસાદારની પુત્રી ! વળી અંગ્રેજી ભણેલીગણેલી ! તેનો હું સ્વામી ! માતાએ જાણ્યું કે મ્હારા ગરીબનું ઘર માંડશે ! પિતાએ ધાર્યું કે મ્હારૂં મ્હોટાનું કૂળ શોભાવશે ! મ્હેં જાણ્યું કે મ્હારા ગરીબ સંસારમાં એ પૂણ્યસ્નેહની સ્વર્ગગંગા ઉતારશે ! પણ એ બધુંયે આકાશકુસુમવત્. ઓહ પ્રભુ ! મ્હારા ભોગ લાગ્યા કે હું ધનવાનનો જમાઇ થયો. પૈસાદારની પુત્રીનો– ભણેલીગણેલી કન્યાનો પતિદેવ થયો !"

એક ઉંડી હાય મારી એ ભગ્નહ્રદયી અભાગી યુવકે એ પછી એ ધનવાન સાસરાનું આંગણું છોડયું. રસ્તે જતાં જતાં એની આંખોમાં આસું ભરાઇ આવ્યાં. "અરેરે ! સાસરાને આંગણે સ્વમાન ખોઇ ભીખ માગતો ગયો, એથી તો આ અભાગી અને ઉપવાસી પેટમાં પાળી મારી મરી ગયો હોત તો વધુ ઉત્તમ થાત."

આવા વિચારમાં તે ઘેર આવી લાગ્યો. દ્વાર ઉઘાડી અંદર ભગ્ન હૈયે દાખલ થયો. ત્યાં તો અધીરી માતાએ આગણામાંથી જ પ્રશ્ન કર્યો: "ભાઇ ! આવ્યો ? વહુને (તેડી) લાવ્યો ? વહુ આવી ?"

પરન્તુ પુત્રનું રૂંધાયલું ગળું ન ખૂલ્યું. એની આંખમાંથી દડદડ અશ્રુબિન્દુઓ સરવા લાગ્યાં. સૂતેલી માતાના પેટ ઉપર પોતાનું માથુ મૂકી તેણે ભરાયલું હ્રદય ખાલી કર્યું. પુત્ર શું સમાચાર લઇને આવ્યો છે ? તે માતાને પૂછવાનું હવે ન્હોતું રહ્યું. એના મોઢાને બદલે એની ભીની

આંખોએ જ એને એ જવાબ આપી દીધો હતો. ગમગીન અને રડતા પુત્રને માથે પોતાનો પ્રેમાળ કર ફેરવતી માતા અશ્રુભરી આંખે બોલીઃ

"ભાઇ..."........."બા..."

"તું રડે છે ?"......"હા, અને સાથે તું પણ રડ."

"એવું ન બોલ. મ્હારી આંખોના તારા... "

"બા ! આપણે હસવાને નહિ પણ રડવાને જ ખાસ સરજાયલાં છીએ માટે રડ...રડ...જીવ દેહમાંથી જુદો પડે...ત્યાં સુધી રડ..."

માતા-પુત્ર એકેકને ગળે બાઝી પુષ્કળ રડયાં. પણ રડવાથી કંઇ વળે છે ? એમ માગેલું મ્હોત કંઇ કોઇને મળે છે ?

આશા શું રાખો ?

પુષ્પઃ૮ મું.

## "સોનેરી રંગ."




મની પીડા પ્રેમી જ જાણે. પ્રિય વાંચક ! ત્હેં કોઇ લાવણ્યવતિ લલનાનો વિશુદ્ધ પ્રેમ અનુભવ્યો હોય ! કોઇ સ્નેહભીની સુશીલાનો તું સ્નેહભાગી બન્યો હોય ! કોઇ શરમાળ બાળા સાથે સ્નેહગોષ્ટિ કીધી હોય ! તો જ પ્રેમ એ કેવી પવિત્ર વસ્તુ છે ? તે સમજી શકાય.

પ્રેમના તંતુ ઉપર જ પ્રાણી-માત્રની જીવન-વીણા બંધાયલી છે. પવિત્ર પ્રેમના સ્થંભે જ ત્રિલોક ટક્યું છે. વિશ્વ-મકાનનો મૂળ પાયો

પ્રેમ! પ્રેમ વિનાના જીવન જવલ્લે જ જડે! જ્યાં જ્યાં સૌન્દર્ય હોય, ત્યાં ત્યાં પ્રેમ હોય, અગર ન પણ હોય, પરન્તુ જ્યાં જ્યાં પ્રેમ છે, ત્યાં ત્યાં સૌન્દર્ય તો ખરૂં જ.

પુષ્પક અને પુષ્પાના હૃદય પણ એ પ્રેમવૃષ્ટિના અચાનક છંટકાવે કરી આજ જરા વધારે પડતા ભીના થવાથી એમાંથી આપોઆપ સ્નેહાંકૂર ફુટી નીકળ્યાં હતાં. ઉપકારના ભાર નીચે દબાયલી પુષ્પાની નિર્દોષ પ્રેમાળ આંખોમાં પ્રથમ દ્રષ્ટિએ જ પુષ્પધન્વાની છબી અંકિત થઇ ગઇ હતી. તેના ચપળ નયનોમાં અજબ ચેતન અને પ્રભા વિલસી રહ્યા હતા. નિર્દોષ આંખડીમાંથી આજ કંઈ અનેરૂં પ્રેમ–સુધા–વર્ષણ વરસી રહ્યું હતું. અજ્ઞાત બાળાએ યુવાનીને આંગણે રમવા માંડયું.

આજ એ વનિતાવિશ્રામમાં આવી હતી, છતાં અધ્યયનમાં એનું દુર્લક્ષ હતું. ચોપડીને પાને પાને તેને "પુષ્પકનું" નિર્દોષ વિશુદ્ધ અને ભાવભીનું વદન તથા પ્રેમાળ નામ દેખાઇ રહ્યું હતું. હૃદયમાં તીર વાગ્યું, પણ આલ્હાદદાયક! પગમાં કંટક ભોંકાયો, પરન્તુ મધુર! જ્યારે તેના પ્રેમદેવતા પુષ્પધન્વાની સ્થિતિ પણ કંઇક એવી જ હતી.

આખરે આ ખીલતાં ફુલડાંઓના અંતર અંતર્યામિએ તપાસી નાખ્યા. શાળાનો ઘંટ પડયો. સ્નેહના સોનેરી શમણાંઓ ધોળે દિવસે જોતી પુષ્પા પુસ્તકોનું ઝુલતું પાકીટ હાથમાં ભેરવી પોતાને ઘરને રસ્તે પડી. રસ્તે જતાં એક ખાંચો આવ્યો. અહીંથી વળતી એને પુષ્પકે જોઇ. પુષ્પાએ પણ પાછળ જોયું. હરણ–હરિણીના ચાર નેત્રો એકાકાર થયાં. એકાન્ત જોઇ પાછળ ચાલતા પુષ્પકે અંતરની ઉર્મિ ઠાલવીઃ

"પુષ્પા......"

મનને માંડ માંડ સમજાવી મંદમંદ ડગ ભરતી બાળા પોતાના પ્રેમીની પ્રથમ જ બૂમે આગળ વધતી અટકી. "જરા...થોભ."

એના હૃદયમાં કોઇ અનેરી આશાના મંગળ ધબકારા થવા માંડયા. પુષ્પક જ્યારે તેની છેક પાસે આવી પ્હોંચ્યો, ત્યારે એનું સુરખીદાર વદનચંદ્ર સ્હેજ નીચું નમી ગયું. એ પુષ્પકના પગની પાની તરફ જોઇ રહી.

"જરા પાસેના બાગમાં આવીશ ? મ્હારે ત્હને એક વાત કે'વી છે." પુષ્પકે મંગળાચરણ કર્યું.

લજ્જાશીલ પુષ્પા શું બોલે ? પોતાના જીવનમાં એ આજ પ્હેલ વ્હેલું જ પ્રેમનું પગથીઉં ચઢતી હતી. નીચું જોઇ અવાચક બની એ ત્યાં જ ઉભી રહી.

"પુષ્પા ! મૌન એ સ્વીકૃતિનું એક લક્ષણ છે."

"પણ...મોડું...થ...શે તો !"

"આપણે જલ્દી પાછા ફરીશું."

"કોઇ જો...શે...તો !"

"આપણે એની સાવચેતી રાખીશું."

પુષ્પકે પુષ્પોદ્યાન તરફ પગલાં ભર્યાં. લોહચુંબકની પેઠે કોઇ અનેરા આકર્ષણે પુષ્પા પણ એની પૂઠે પૂંઠે ખેંચાઇ ચાલી. બંને કોઇ ન જુએ એવી એકાન્ત જગ્યાના ઓથામાં આવી લપાયાં. વૃક્ષની ઘનઘોર ઘટાની છાંયા નીચે પુષ્પક બેઠો. પુષ્પા જરા દૂર ઉભી રહી. તે શરમાતી હતી.

"બેસને, ઉભી કેમ રહી છે ?"

શરમાતા શરમાતા પુષ્પા નીચે મોઢે પાસે બેઠી. એટલે એની શર્મ તોડવા પાસે પડેલા એક પુષ્પને લઇ પુષ્પકે શરૂઆત કરવા માંડી.

"પુષ્પા ! આમ...જો તો ખરી. આ પુષ્પ કેવું સુંદર છે ? પરન્તુ નિષ્ઠુર માળીને એની દરકાર જ ક્યાં છે ? આહા ! શી એની મધુરી મ્હેંક ! લે...જરા સુંઘી તો જો..."

શરમાળ બાળા હવે મુઝાઇ. "શું બોલવું?" એ એને ન સમજાયું. બોલવાનો બહુયે વિચાર છતાં જીભ ન ઉપડી. પોતાના નાક-પાસે ધરેલા પુષ્પની સુવાસ તેના હૃદયને હચમચાવી રહી હતી. રમતમાં ને રમતમાં તેણે પાસે પડેલા એક ઘાસના તણખલા વડે ત્યાંની ભીની જમીન ઉપર લખ્યું: "રમણીય મુઝવણ."

પુષ્પકની નજર એની ઉપર પડી. તુર્ત એ બોલ્યો: "બાળા! ત્હારી એ રમણીય મુંઝવણની અટપટી ગૂંચ હું ઉકેલીશ. કહે જોઉં, તું મ્હને ચાહે છે?"

ઉત્તર ન મળ્યો. "પુષ્પા! ત્હારા ચંદ્રવદનને ઉંચું કરી એક વાર આ પ્રેમ–પિપાસુને પ્રત્યુત્તર તો આપ."

મૌન......"હું બોલું છું, તે તને નથી ગમતું?"

જવાબમાં શૂન્ય..."તો ભલે! લે હું જાઉં છું. રજા..." પુષ્પક ઉઠી ઉભો થયો. હવે પુષ્પાને બોલ્યા વિના છૂટકો ન્હોતો. એની આંખમાં પાણી ભરાઇ આવ્યાં. સ્નેહના કે શોકના? એ તો ઇશ્વર જાણે! પણ એ ધીરે અને ગળગળે સાદે બોલી:

"તમે જશો...?"

"ત્યારે શું કરૂં?"

"મ્હને અહીં એકલીને તો બ્હીક લાગશે."

"એમાં હું શું કરૂં? ત્હારા પિતાશ્રીને કાલથી કહેજે કે મ્હારા જેવો એકાદ રખેવાળ ચોકી કરવા સાથે મોકલે."

પુષ્પકના આ રમુજી પ્રત્યુત્તરે પુષ્પાની શરમ ભાંગી નાખી. તેનું ચંદ્રવદન હવે ઉંચું થયું. એટલે પુષ્પકે પુનઃ પોતાનો પ્રશ્ન રજુ કર્યો: "તું મ્હને ચાહે છે?"

" હા... પણ... આપણે......"

" એ તો હું સમજ્યો. આપણે એક ન્યાતના નથી, એજને ?"

સંમતિસૂચક શિર જરા હાલ્યું, એટલે પુષ્પકે પાછું આગળ ચલાવ્યું: "ભલેને ! એમાં આમ ગભરાવાની કશી જરૂર નથી. વાણીયા બ્રાહ્મણના લગ્ન કરવા તો હું નથી કહેતો, પરન્તુ આમ વાણીયા વાણીયા અને બ્રાહ્મણ બ્રાહ્મણમાં પણ લગ્નનું ક્ષેત્ર આટલું બધું સંકુચિત ! હું એને વિશાળ કરવાની ઉત્કંઠા ધરાવું છું. રોટીવ્હેવાર ત્યાં બેટીવ્હેવાર હોવા જ જોઇએ. બ્રાહ્મણ બ્રાહ્મણની સાથે પરણે એ શું ઇચ્છાજોગ નથી ? એમાં અધર્મ છે ?"

"નહિ જ...પણ..."

" એ પણ હવે ન જોઇએ. હિંદુ સંસારમાં સ્નેહલગ્ન જેવું આજ રહ્યું છે જ ક્યાં ? છોકરા-છોકરીની પસંદગી કરવાનું કામ માબાપોના હાથમાં ! એવા દેહલગ્ને જ આપણી હિન્દુ-સમાજને આ દશામાં આણી મૂકી છે. હવે તે આપણે ક્યાં સુધી ઉંઘીશું? પુષ્પા ! હું વાણીયા બ્રાહ્મણ જેવી મ્હોટી ન્યાતોમાં પડેલા તડો જોડી દેવા માગું છું. પરસ્પર સંબંધ સાંધી હિન્દુ-ધર્મની મ્હોટી કોમો અને આદર્શ ધર્મોનું દિન દિન સંકુચિત થઇ જતું ક્ષેત્ર-સંઘબળ વિશાળ કરવાની અભિલાષા ધરાવું છું. બોલ ! તું મ્હારા એ કાર્યમાં મ્હને મદદ કરવા-મ્હારે પડખે ઉભી રહેવા તૈયાર થાય છે ? "

હૈયામાં હા પાડવાની તો બહુએ હોંસ હતી, શબ્દ પણ હોઠે જ આવીને અટકેલા હતા, છતાં સાવકી માના સ્મરણે તેની આંખો બરાઇ આવી.

"અત્યારે તો મ્હને માફ કરો. તમારા એ પ્રશ્નનો જવાબ હું તમને કોઇ બીજે વખતે વિચાર કરીને આપીશ. મ્હારૂં ચિત્ત અત્યારે ભમે છે, આંખે અંધારાં આવે છે, હૃદય બ્હેરી મારી ગયું છે. કંઈ જ સુજતું નથી, સમજાતું નથી. કૃપા કરી અત્યારે તો હવે મ્હને જવા જ દયો. મ્હને જવું જ છે."

"ત્હારે જવાબ ન દેવો હોય, તો ભલે, પણ તું મ્હને એટલું તો કહે કે મ્હારે ત્હારી આશાય રાખવી કે નહિ?"

"તમે જાણો છો...કે હું તમારા જેટલી સ્વતંત્ર નથી."

"સ્નેહ હમેશ સ્વતંત્ર જ છે, તનને નહિ તો પણ મનને પૂછનાર તો કોઇ જ નથી.

"પરન્તુ મ્હારૂં તો મન પણ ખરેખર પરતંત્ર જ છે."

પરાધિન બાળા બીજો શું જવાબ આપે? એના મોઢા ઉપર હિન્દુ-સમાજની રાક્ષસી રૂઢીએ પરાધીનતાનું મ્હોટું તાળું માર્યું હતું. એક શબ્દનો પણ ઉચ્ચાર કીધા વિના તે જેમની તેમ નીચું જોતી જડવત્ ઉભી જ રહી. એની આંખમાંથી નીચે જમીન ઉપર ટપટપ ટીપા સરી રહ્યા હતાં.

"ત્યારે ત્હારામાં સ્નેહ છે, પરન્તુ સાહસ નથી. પ્રેમ છે, હોંસ છે, પરન્તુ હિંમત નથી."

"તેમજ છે. અમારા જેવી પંખીનીઓની પાંખ હિન્દુ-સમાજે સ્વતંત્ર રીતે વ્યોમમાં વિહરવા નથી રે'વા દીધી. જન્મતાં જ એ કાપી નાખી છે."

અને એથી જ એની અધોગતિ પણ અવલોકી રહ્યા છીએ. એ પાંખહીનોને પોતાની પાંખમાં ન લે, એ સમાજના

દી પછી ક્યાંથી વળે ? પરન્તુ પુષ્પા ! આપણી ઉગતી કૂમળી યુવાન પાંખોને કાપી નાખનાર એ નિષ્ઠૂર સમાજની રાક્ષસી રૂઢી–છૂરીઓની ધાર બુઠ્ઠી કરવા હવે આપણે કમર કસવી જ જોઇએ. ગૌ–બકરીની માફક ગરદન નમાવી, ઘુંટણે પડી, કસાઇના છૂરા નીચે ક્યાં સુધી રેંસાયા કરશું ?"

"કર્મમાં લખ્યું હશે, ત્યાં સુધી ! વસુંધરા પાપાત્માઓના ભાર ઝીલી રહી છે, ત્યાં સુધી ! આપણા આત્મભોગોથી એ પાષાણહૃદયી સમાજનું હૈયું ન પીગળે ત્યાં સુધી ! આપણા જેવા અભાગીઓના આંસુઓ અને નિશ્વાસોથી એમના પાપનો ઘડો પૂરેપૂરો ભરાશે ત્યાં સુધી !"

"તો હવે આ આપણી છેલ્લી જ મુલાકાત..."

ભગ્નહૃદયી પુષ્પકે એક ડગલું ભર્યું, ત્યાં તો લજ્જાનો પટ ઠેલી પુષ્પાએ એકદમ દોડી એનો હાથ પકડી લીધો. ઘુંટણે પડી, એ ગદ્‌ગદ્ કંઠે બોલી: "અને...તેમ...છતાં...પણ...હું તમને...ચાહું છું..."

"શું તું મ્હને હૃદયથી ચ્હાય છે?"........."હા..."

"તું દશા ગુર્જર ! અને હું વિસા ગુર્જર ! તો...પણ..."

"તો...પણ...હું તમારી થવા તૈયાર છું."

"તો પછી ત્હારી આંખમાં હર્ષાશ્રુને બદલે શોકાશ્રુ કેમ ? તું સમાજથી ડરે છે શા માટે ? મ્હારી માગણીને ઠેલે છે કાં ?"

"સમાજથી નહિ પરન્તુ મ્હારી સાવકી માતાના ત્રાસથી..."

"એને સમજાવવાનું કામ મ્હારે માથે. પછી કંઈ ?"

"કંઇ જ નહિ...પણ જે કંઈ છે...તે બધું એમાં જ છે..."

"પણ એમની સંમતિ મેળવી આવું, તો પછી તું મ્હારી અર્ધાંગને ?"

બાળાની આશાવન્તી ગરદન હકારમાં હાલી. હસ્તના કોલને બદલે હૃદયનો પવિત્ર કોલ મળ્યો. પુષ્પાએ પોતાનું માથું પુષ્પકના ખભા ઉપર મૂકી દીધું. તેના માથા ઉપર પોતાનો પ્રેમાળ હાથ ફેરવતો એ પ્રેમ-ભિક્ષુક બોલ્યો:

" સાચો સ્નેહ એજ સંસાર ! પવિત્ર પ્રેમ એજ લગ્ન ! "

વૃક્ષ ઉપરથી એક ફૂલડું ખર્યું. એ દૈવી ફૂલ ઇશ્વરી સંદેશ લાવ્યું. હૃદય-લગ્ન થઇ ગયાં. સ્નેહલગ્ન થઇ ચૂક્યાં. હવે દેહલગ્ન ભલે ન થાય !

જ્યારે ઉભય પ્રેમીઓ બાગના આ એકાન્ત ભાગમાં આમ પ્રેમનો પવિત્ર નાટક ભજવી રહ્યા હતા, અન્યોન્ય હૃદયના સોદા (આપ લે) કરી અન્યોન્ય પૂણ્યપ્રતિજ્ઞા લઇ રહ્યા હતાં, ત્યારે પુષ્પાનો પિતા પ્રમોદરાય હરહમેશના ગૃહકંકાશથી કંટાળી બે ઘડી ચિત્ત જરા સ્વસ્થ થાય, એટલા માટે બાગનો કોઇ એકાન્ત ખુણો શોધતો ફરી રહ્યો હતો. ફરતો ફરતો તે અહીં આવી ચઢ્યો. દૂરથી ઉભા રહી એણે ન જોવાનું જોયું, અને ન સાંભળવાનું કંઇક સાંભળ્યું. છેવટ્ બહુ વારે એણે એ સ્નેહ-નિદ્રામાં સૂતેલા પ્રેમીઓની આંખ ઉઘાડવા બૂમ મારી: "...પુષ્પા..."

બાળા ચોંકી. પુષ્પકન્વા પણ સાવધ થઇ ગયો. અવાજ પરિચિત હતો. પ્રમોદરાય પાસે ગયા. ત્રણે જણની નજર એક થઈ. અરસપરસને ઓળખ્યાં. છતાં કોઇ ન બોલ્યું. એમાં બોલવા જેવું હતું પણ શું ?

"પુષ્પક! આ શું જોવાય?" પ્રમોદરાયે બહુજ ગંભીર બની પ્રશ્ન કર્યો.

"કાકા ! અવિનય થતો હોય તો માફ કરશો. પરન્તુ હવે તમારાથી આ વાત છુપાવવામાં કશો જ સાર નથી. અમે બંને એકેકને ચાહીએ છીએ."

"પરન્તુ અમે વીસા ! (વણિક) અને તમે દશા ! (વણિક) પછી એ વાત બને જ કેમ ? કરી "

"કાકા ! જે કોઇએ નથી કરી બતાવ્યું, તે તમે કરી બતાવો. આપણે બધાંય એક ન્યાતના વાણીઆ તો ખરાંને ! મહાજનમાં અમારી ગણત્રી તો ખરીને ?"

"રોટી વ્હેવારમાં. ભાઇ ! બેટી વ્હેવારમાં ન ચાલે."

"એજ માન્યતા ભૂલભરેલી છે. બ્રાહ્મણ બ્રાહ્મણની સાથે અને વણીક વણીકની સાથે પણ ન પરણી શકે ? આટલો બધો સંકુચિત વિચાર અને ગોળ !......"

"પુષ્પક ! આપણા જેવી માન્યતા ધરાવનાર અને સમજનાર બહુ થોડાં છે. એટલે......હું શું કરૂં ? વળી ત્હારી કાકીનો સ્વભાવ પણ તું ક્યાં નથી જાણતો ?"

"પરન્તુ એમને આપણે સમજાવી શકીશું. "

"અફસોસ......"

"કાકા ! તમે મ્હને હતાશ શા માટે કરો છો ?

"ભાઇ ! પુષ્પાનું ભવિષ્ય બે કલાક પ્હેલાં જ એની ઓરમાન માતાએ બાંધી દીધું છે."......"એટલે શું......?"

"એના વિવાહ થઇ ચૂક્યા."

"ક્યાં ? ક્યારે ? કોની સાથે ?"

"આપણા શહેરમાં. બે કલાક પ્હેલાં જ. પંડિત પૂર્ણાનંદના પુત્ર પવિત્રકુમાર સાથે."........."હા......શું......"

પુષ્પા જમીન ઉપર તૂટી પડી. ઉભો ઉભો પુષ્પક એ કરૂણ-દ્રશ્ય જોઈ રહ્યોં. એને અડકવાનો હવે હકક ન્હોતો. હૃદય ભલે એનું હતું, પરન્તુ અંગનો અધિકારી અન્ય ઠરી ચૂકયો હતો. એનાથી વધુ વખત હવે ત્યાં થોભાય એમ પણ ન્હોતું. ઘવાયલે હૈયે એ હતાશ પ્રેમી પોતાના ઘર પ્રતિ પાછો વળ્યો. જ્યારે સમાજના આ સંકુચિત રૂઢી–બંધનને હજારો શ્રાપ અને નિશ્વાસથી વધાવતો પિતા પોતાની એકની એક પ્યારી પુત્રીને અર્ધ બેભાન અવસ્થામાં લઈ પોતાને રસ્તે પડયો.

* * * * * *

આકાશમાં પૂર્ણિમાનો ચંદ્ર પોતાની સોળે કળાથી પ્રકાશી વિશ્વને સુધાવૃષ્ટિથી ભીંજવી રહ્યો હતો. આ વખતે જગત્‌ના સમસ્ત જીવો જ્યારે ચંદ્રિકાનો ધવલ પ્રકાશ લુંટી રહ્યા હતા, ત્યારે કેવળ બેજ અભાગી જીવોની આંખે અમાસના અંધારા દેખાતા હતા. અને એ બે હતભાગીઓ તે હિન્દુસમાજની રાક્ષસી રૂઢીના ન્યાતિબંધનોમાં હોમાયલાં પેલા બે કૂમળા આશાભર્યા અને અચળ પ્રેમી ફૂલડાં ! પુષ્પાવતી અને પુષ્પધન્વા !

**સમાજની સંધ્યાના** પથરાતા આછા અંધકારમાં આ બે અભાગી આત્માઓના આંસુ આશા અને જીવન પણ સદાને માટે ઢંકાતાં જતાં હતાં. પૂર્ણિમાના પ્રકાશને અમાસના અંધારાં વારે વારે કાનમાં એજ કહી રહ્યા હતા: કે અરેરે! પૂણ્ય પવિત્ર એની હિન્દુ **સમાજની સંધ્યાના આ સોનેરી રંગ તો જરા નિહાળો.**

હવે તમેજ કહો એ **સોનેરી** રંગ તે કયા સમજવા

પુષ્પઃ—૯મું.

## "આજકાલના આબરૂદાર."



"પરન્તુ... ત્યારે તમે જ કહો, કે હવે તે મ્હારે ક્યાં જવું ? મ્હારા માબાપ મ્હને ઘરમાં કેમ ઘાલશે ? "

"તેમાં હું શું કરૂં ?"

"એમ કેમ બોલો છો ? તમારી જ ભૂલનો હું ભોગ થઇ પડી છું. પાપકાર્યમાં પગલું ભરાવતી વેળાએ તમે મ્હને મ્હોટી મ્હોટી અને મીઠી મીઠી વાતો કરી હતી. તે ભૂલી ગયા ?"

"વિમળા ! એ ભૂતકાળની વાત હવે ભૂલી જા. વર્તમાન કાળ-નોજ વિચાર કર."

"જો તમારે મ્હને આમ અધવચ્ચ જ દગો દેવો હતો, તો પછી તમારી પાપી લાલસાનો ભોગ મ્હને ન્હોતી બનાવવી. ક્ષણિક સુખમાં પડવા મ્હને ન્હોતી લલચાવવી.

તમારા વિશ્વાસ પર...મ્હેં પાપમાં પગલું ભર્યું,
તમારી હા આશ પર...મુખચંદ્ર મ્હેં કાળું કર્યું
હતભાગીની માટે તમારે હોઠથી બિન્દુ ગર્યું,
તવ મ્હેં તમારા ચર્ણમાં...મ્હારૂં પતિવ્રત-ધન ધર્યું.
લૂટાય ત્યાં સુધી લૂટી...કામાંધ ત્હેં પાપી મજા,
વિશ્વાસઘાતી બેવફા ! આપી રહો આજે સજા.

હવે મ્હારે માટે ઉભા રહેવાનું સ્થાન કયું કહ્યું ? મ્હારૂં કાળું મોઢું લઈ હવે મ્હારે કયાં જવું ?

ચારૂ ચમનનો બાગ મ્હેં ! મૂર્ખીએ ચૂંટાવી દીધો,
સ્ત્રી-ધર્મનો સુંદર ખજાનો...સર્વ લૂંટાવી દીધો.
હા ! શાહી કાળી ચોપડી...આ શ્વેત મુખ કાળું કર્યું,
માબાપની કૂળ-આબરૂ પર... હાય! અજવાળું કર્યું.
શબ્દો ઉપર લોભાઇને...લપસી પડી હું પાપમાં,
સળગી રહી છું હાય ! આજે ઘોર પશ્ચાત્તાપમાં.

અરવિન્દ ! અરવિન્દ ! ખીલતી કળીને લલચાવી, લોભાવી, ચૂંટી, હાથમાં લઇ, એની સુવાસ હરી લીધા પછી એને આમ નિર્દય બની પગ તળે કચડી નાખવી, એ શું સારૂં કહેવાય ?"

"પણ તું કાંઇ કાચી કૂમળી અને અણસમજુ કળી ન્હોતી. છેક દૂધપીતી બાળક ન્હોતી. મ્હેં કંઇ બળાત્કારે ત્હને ન્હોતી મનાવી. ત્હારી મેળે જ......તું......"

"બસ કરો. આટલું પાપ કરવાથી પણ હજુ નથી ધરાયા, કે પાછું હડહડતું જુઠું બોલી એમાં વધારો કરી રહ્યા છે ? જરા ઇશ્વરનો તો ડર રાખો. છેક જ આમ પાપના પોટલા શું બાંધી રહ્યા છો ?"

"વિમળા ! હું ત્હને એક વાર કહી ચૂકયો, કે હવે ત્હારે ફાવે એમ ફોડી લે, ફાવે તેમ કર, ફાવે ત્યાં જા. પરન્તુ હું તો ત્હને મ્હારે ત્યાં હવે કદાપી રાખનાર નથી, તે નથીજ. લોકો મ્હારે માટે શું બોલે? એનો કંઇ ત્હેં વિચાર કીધો ? ત્હારે મ્હારી આબરૂના કાંકરા કરવા છે ?"

"ત્યારે મ્હારી આબરૂ તો કંઇ વિસાતમાં જ નહિ, કેમ ?"

"ત્હારી ત્હારી વળી આબરૂ જ કયાં હતી? આબરૂ ધનવાનોને

હોય, કંગાલને વળી આબરૂ કેવી ? તેમાંય પાછી તું તો એક બાળવિધવા ! અને વિધવા એટલે હિન્દુસમાજનો કાળો પડછાયો! સગાંવ્હાલાં, સમાજ, અરે જગત્ આખું જેને ઘૃણાની દ્રષ્ટિએ જુએ, એવી તું અપવિત્રતા અને અમંગળતાની મૂર્તિ ! પછી ત્હારે પવિત્રતાનો અને આબરૂનો સવાલ જ ક્યાં રહ્યો ?"

"ઓ ખાનદાનનો દાવો ધરાવનાર શેઠ ! સમજ, કે ત્હારે લીધે જ મ્હેં કલંકનો કાળો ચાંલ્લો કપાળે ચોઢયો. સમાજનિન્દા અને લોકલજ્જાનો છેડો માથેથી કાઢી નાખ્યો. સગાંવ્હાલાં, માબાપ, અને ન્યાતજાતને ઠોકરે માર્યાં. એક ભવમાં બે ભવ કર્યાં. શાળામાં પણ હવે શું મોઢું લઇ પાછી જાઉં ? મ્હારી આજીવિકાનો એ આધાર પણ હવે નથી રહ્યો. ઓ નિષ્ઠુર આબરૂદાર ! મ્હારી નહિ, તો ત્હારા પેટના આ ગર્ભની સ્હામું તો જરા જો..."

"ક્યાં તો ગર્ભપાત ! ક્યાં તો આત્મઘાત ! એ બેમાંથી એક જ રસ્તો હવે ત્હારે માટે ખુલ્લો રહ્યો છે. કોઇની દયા ઉપર જીવવાની, જીવીને જોવાની, જોઇને સંતાપ કરવાની, અને સંતાપ કરીને સુકાવાની હવે ત્હારે કંઇ જ જરૂર નથી. હવે ત્હને જેમ જગત્‌ની જરૂર નથી, તેમ જગત્‌ને હવે ત્હારા જેવી કલંકીની વિધવાઓની જરૂર નથી. ત્હારા દીલમાં જેમ સમાજની પવિત્ર પ્રણાલિકાઓને સ્થાન નથી, તેમ સમાજના દીલમાં ત્હારા જેવી ભાન ભૂલેલી પતિતાઓને માટે દયા નથી."

"પરન્તુ મ્હારી એ પતિત દશાને માટે તું અને સમાજ બંને સરખા જવાબદાર છો. મ્હારા પાપના પોટલામાં તમે બંને એક સરખા ભાગીદાર છો."

આંસુ અમો હતભાગીનીના કોઇ પણ લો'વું નથી,
અમને અમંગળ માનીને મોઢું ય કો જોતું નથી.
રડીએ જીવનભર એકલાં...સંગાથ કો રોતું નથી,
અકકરમીઓનું દુઃખ હિન્દુ–સમાજ પણ ધોતું નથી.
**જ્યાં સુધી અમ આંખમાં આ આંસુઓની ધાર છે,**
**હતભાગી હિન્દુસમાજનો નહિ ત્યાં સુધી ઉદ્ધાર છે.**

આ તમારી ખાનદાની! શું આજકાલના કે'વાતા ધનાઢય આબરૂદારોનું વર્તન આવું અંધકારમય જ હશે?

**જાહેરમાં જે શેઠીયા...પંકાય છે, પૂજાય છે,**
**આલમ બધી ગુણગાન જેની આબરૂના ગાય છે.**
**જેની નીતિનો દાખલો...ઘર ઘર વિષે દેવાય છે,**
**વ્હેવારમાં જે પૂણ્ય નામો જીભ પર લેવાય છે.**
**જેને નીતિ ને ન્યાયના સ્થંભો જગત્–લોકે કહ્યા,**
**તે આબરૂ ને...ખાનદાનીના નમૂના આ રહ્યા!**

ઉપરથી ધોળા, અંદરથી કાળા. ભીત્તર અંધારા, બ્હાર અજવાળા.

**જેને ઉપરથી જોઇને...આલમ ભૂલાવો ખાય છે,**
**જેના ઉપરના તેજમાં આજે જગત્ અંજાય છે.**
**જેના સફાઇબંધ શબ્દોમાં સહુ ભરમાય છે,**
**જેના પ્રમાણિક નામ પર દુનિયા ફીદાથઈ જાય છે.**
**સારા નગરનું નાક આજ સમાજ જેને કહી રહી,**
**તે આબરૂની પુણ્ય–ગંગા જોઇ લ્યો આ વહી રહી!**

મ્હારી સ્હામે જ એ ઉભી રહી છે, કે જેના પૂણ્ય...અરે! ભૂલી પતિત નામ પર આજકાલની આંધળી દુનિયા દિવાની બની રહી છે. આ આબરૂના, ન્યાયના, ધર્મના, અને નીતિના થાંભલા! નહિ સાંભળ્યા હોય તો સાંભળી લ્યો. નહિ નિરખ્યાં હોય તો નિરખી લ્યો,

એ કાચ એવો છે કે જેની એક બાજુ સાફ છે,
જ્યારે બીજી બાજુ પર...કાળુ કલંકીત પાપ છે.
દેખાવની બાજુ ઉપર એ આબરૂની ગંધ છે,
પણ એ ચળકતા આયનાની બીજી બાજુ બંધ છે.
ચરિત્રની એ બંધ બાજુ પર નજર જાતી નથી,
ધોળી ચોળે દેખાય! જલ્દી કાળી દેખાતી નથી.

પરન્તુ હું તમારી કાળી બાજુ પૂરેપૂરી જોઇ ચૂકી છું. માટે મ્હારી જીભનો પણ કંઇક ડર રાખો."

"ત્હારાથી થાય એ કરી લે. મ્હને ત્હારી જરા પણ ભીતિ નથી."

"શું આજ ત્હારો છેલ્લો જવાબ?"

"એજ."

"તો ઠીક છે. આ વાત હું ચકલે ચકલે ઉઘાડી મૂકીશ. ઓ સમાજમાં સાધુચરિત અને આબરૂદારમાં ખપતા વ્યભિચારી કૂતરા! ત્હારી આ નીચતાને હું ભરબજારમાં ઉઘાડી પાડીશ. સાબીતી મ્હારા પેટમાં મોજુદ છે. હું ભલે ભૂખે મરીશ, હડધૂત થઇશ, આપઘાત કરી મરીશ, પરન્તુ તે પ્હેલાં ત્હારી ખાનદાની તો જરૂર ધોઇ નાખીશ."

"પણ ત્હારૂં કે'વું માનશે જ કોણ?"

"ગરીબોનો બેલી."

"એ વળી કોણ મુઓ છે?"

"અમારી શાળાનો વ્યવસ્થાપક! ન્યાયમૂર્તિ પ્રવીણચંદ્ર! ત્હારો પ્રતિસ્પર્ધી!"

"ઓહ્! એ એક કંગાલ કૂતરો મ્હને શું બચકાં ભરવાનો હતો?"

"તે તો હવે થોડાજ વખતમાં ત્હને ખબર પડશે." કહી વિધવા અને ગર્ભવતી વિમળા તેનું પાપ પ્રકટ કરવા પ્રવીણચંદ્ર પાસે દોડી.

* * * * * *

વિમળા ! એ એક યુવાન બ્રાહ્મણની બાળવિધવા પુત્રી હતી. ન્હાનપણમાં જ હિન્દુ–સમાજની રાક્ષસી રૂઢી બાળ લગ્ન અને કન્યા-વિક્રયનો ભોગ થઇ પડેલી તે બાપડી કન્યાભવ પૂરો કરી યુવતી–પદમાં આરુઢ થયા પછી, કંઇક સમજણી થતાં સાસરવાસના સુખી શમણાં જોતી થઇ. ત્યાં તો તેના વૃદ્ધ સૌભાગ્યદેવતાએ આ સંસારમાંથી વિદાયગીરી લીધી.

વિધવા વિમળા પરણ્યા કેડે પતિનું મોઢુંય જોવા ન્હોતું પામી. નિર્ધન માબાપને ત્યાં તે પેટે પાટા બાંધી, મ્હેણાં–ટુણાં સાંભળી સુખે દુઃખે પોતાનું અભાગીયું પેટ ભરવા લાગી–જીવન વિતાડવા લાગી. અને વળી કન્યાવિક્રયનો એ નિસાસીયો પૈસો પણ ક્યાંથી ટકે? જે માર્ગે આવે, એજ માર્ગે જાય.

આખરે વ્યવસ્થાપક પ્રવીણચંદ્ર પાસે જઈ તે પોતાનું દુઃખ રડી. ગુજરાતી સાત ચોપડી શીખેલી એ બાળવિધવાની દયા આવવાથી પ્રવીણે એને વનિતા–વિશ્રામમાં શિક્ષિકાની જગ્યાએ નિયુક્ત કરી. હવે તેણે માબાપથી જુદા રે'વા માંડયું.

એક વખત વિમળાને તેના માતા પિતાની માંદગીના સમાચાર મળતાંજ તે તેમને ત્યાં દોડી. પગાર તો ઘરખર્ચમાં વપરાઇ ચૂક્યો હતો, હવે દવાદારૂના પૈસાની શી વ્યવસ્થા કરવી ? એ ચિન્તામાં મુઝાતી તે શાળાએ આવી. તેને આજ ઉદાસ જોઇ પ્રવીણચંદ્રે કારણ પૂછ્યું. વિમળા પોતાનું દુઃખ પ્રવીણ પાસે રડી. પ્રવીણે પોતાની પાસેથી વિમળાને મદદ કરી.

આ દ્રશ્ય ત્યાં એકાએક શાળા જોવા આવી ચઢેલા શેઠ પરમ-હંસ તથા અરવિન્દે જોયું. "વિમળા સાથે પ્રવીણને આવો સંબંધ

હોવાથી જ તે એને આમ વારંવાર મદદ કરે છે, એવી શંકાનું ભૂત તેણે પરમહંસના પવિત્ર દીલમાં ભરાવ્યું.

બીજે જ દિવસે અરવિન્દ વનિતાવિશ્રામમાં આવ્યો. પ્રવીણની ગેરહાજરીમાં તે વિમળાને એકાન્તમાં મળ્યો.

" વિમળા ! ત્હારી કાલની કરૂણકથા મ્હેં પણ સાંભળી છે. અને એ બદલ મ્હારા હૃદયમાં બહુ જ લાગી આવવાથી મ્હે પરમહંસ શેઠને ત્હારે માટે કહ્યું છે. ત્હને આવતે મહીનેથી પાંચ રૂપીઆ પગાર વધારી આપવામાં આવશે."

શયતાન માછીની આ સોનેરી શબ્દજાળમાં એ ભોળી માછલી ફસાઇ ગઇ. એ દિવસથી અરવિન્દને તે પોતાનો શુભેચ્છક માનવા લાગી. અરવિન્દ પણ વારંવાર તેને કંઇ ને કંઇ કામને બ્હાને પોતાને ઘેર બોલાવવા લાગ્યો. અને ધનથી શું નથી થતું ?

અરવિન્દની વારંવારની મદદે એ યુવાન વિધવાનું દારિદ્રય ધીમે ધીમે દૂર થઇ ગયું. એનો વેશ, એનું નૂર, અને એનું વર્તન હવે બદલાયાં. પૈસાના ચળકાટે વિમળા ધર્મને માર્ગેથી લપસી. ઉભયનો સહવાસ અને મીલન હવે વધવા લાગ્યાં. અને છેવટ્ ' હવે મ્હારાથી નથી બનતું. મ્હને બીજી જગ્યાએ સારા પગારની નોકરી મળી છે" એવું ભાંગ્યુ તૂટું બ્હાનું બતાવી તેણે વનિતાવિશ્રામમાંથી રાજીનામું આપ્યું. પરન્તુ તેનું આ પાપ ! તેની આ છાની વાત ! પ્રવીણાબ્હેનથી છૂપી ન રહી.

આજ એજ વિમળા અને અરવિન્દને આપણે પોતાની દીવાની યુવાનીની ભૂલનું ભયંકર પરિણામ ભોગવતાં ભાળી ગયાં. વિમળા ગર્ભવતી થઈ. હવે ઘરમાં માબાપને મોઢું દેખાડવા જેવું ન્હોતું રહ્યું. પોતાનું પાપ ઢાંકવા અને આબરૂના કાંકરા થતાં અટકાવવા, અર-

વિન્દે પણ એ કલંકીત અને કરમાયલા કુસુમને પોતાના ગૃહ-બગીચામાં રાખવા ચોકખી ના પાડી દીધી. નરપિશાચને હાથે અધોગતિની ઉંડી સરિતામાં સરકી પડેલી એ ભોળી ગર્ભવતી વિધવાએ છેવટ લાચાર બની પોતાનું કાળું મોઢું લઇ પ્રવીણચંદ્રને ત્યાં જવા પગ ઉપાડયા. શિક્ષિકા તરીકેના થોડા અનુભવ ઉપરથી પ્રવીણચંદ્રનો દયાળુ સ્વભાવ તે સારી રીતે સમજતી હતી.

'વિમળા પ્રવિણને મોઢે મ્હારી આ વાત કહી દેશે, તો મ્હારી આબરૂને બટ્ટો લાગશે,' એ વિચારે અરવિન્દ કંપ્યો. થોડી વારે કંઇક વિચાર ગોઠવી તેણે કપડાં પ્હેર્યા. ટેબલના ખાનામાંથી તેણે એક ભરેલી પસ્તોલ ઉપાડી પોતાના ગજવામાં મૂકી. એ પછી એ **આજકાલનો કહેવાતો આબરૂદાર** સંપાટાબંધ વિમળાને પકડવા તેની પૂંઠે દોડયો.

શા માટે ? ખૂન કરવા તો નહિ ?

---

## પુષ્પઃ—૧૦ મું.

## "ભલાઇનો બદલો."






મળા ! થોભ." અર્ધ દિવાની અવસ્થામાં આંખ મીંચી ચાલી જતી વિધવાને પાછળથી કોઇએ બૂમ મારી.

વિમળાએ પાછળ ફરી જોયું, તો એજ નરાધમ અરવિન્દ ! તે સિંહણનાદે ગર્જી: "શું છે ?"

" ચાલ, હું ત્હને મ્હારે ત્યાં આશ્રય આપવા તૈયાર છું. "

" હવે ! હવે મ્હારે ત્હારો આશ્રય ન જોઇએ. ત્હારો ઉમરોય હવે મ્હારે ફરી વાર નથી ભાળવો. "

" પણ મ્હારી એક વાત તો સાંભળ. "

" હું ત્હારો એક અક્ષર પણ હવે સાંભળવા નથી માગતી. "

" છતાં પણ એ ત્હારા લાભની જ છે, એટલે ત્હારે સાંભળવી જ પડશે. વિમળા ! ગાંડી ન થા, તું આપણી આ વાત જાહેરમાં મૂકશે, એથી તો ઉલ્ટી મ્હારી સાથે ત્હારી પણ આબરૂના કાંકરા થઇ જશે. તેને બદલે........"

" તેને બદલે શું ? "

" એક નવો જ ઉપાય મ્હેં શોધી કાઢયો છે. "

" તે વળી શું છે ? "

" તું મ્હારી સાથે પરમહંસ શેઠને ત્યાં ચાલ, અને તેમને મોઢે ત્હારી આ દશા કરવાનો આરોપ તું પ્રવીણચંદ્ર ઉપર મે'લ. "

" શું ? નિર્દોષ પ્રવીણ ઉપર કલંક મે'લું ? "

" પ્હેલાં મ્હારી પૂરી વાત તો સાંભળી લે. શેઠને પ્હેલેથી જ મ્હેં ત્હારે માટે પ્રવીણના વર્તન ઉપર શંકા ઉપજાવી છે. આજ એ ત્હારી વાત સાચી માનશે. પ્રવીણ નોકરી ઉપરથી બરતરફ થશે, અને પછી એ જગ્યા ઉપર મ્હારી નીમણુક થશે. એટલે પછી હું ત્હને ત્હારી જીંદગી સુધી ચાલે એટલું ધન બક્ષીસ કરીશ. "

" તું ત્હારી આબરૂ બચાવવા આ ઉપાયો યોજી રહ્યો છે ? "

"પણ ત્હારી આબરૂ પણ હું ઉઘાડી નહિ પડવા દઉં. શેઠની પાસે આપણે એ વાત ત્રીજે કાને ન જાય, એવું પ્હેલેથી જ વચન લઇ લઇશું. પછી કંઇ છે ?"

"જા, જા. ઓ નીચ દાનતના નરાધમ શેઠ ! મ્હેં એક વાર ત્હારા મીઠા મધુરા શબ્દો પર વિશ્વાસ રાખ્યો, હવે મ્હારી આંખો ઉઘડી ગઇ છે. ત્હારા સુખને માટે, ત્હારી કે'વાતી આબરૂને માટે, એક પવિત્ર અને નિર્દોષ મનુષ્ય ઉપર આવું કાળું કંલક ઓઢાડું ? નહિ, નહિ. ત્હને તો હવે ત્હારા આ કાર્યનું પૂરેપૂરૂં ઈનામ મળવું જ જોઇએ. અને તે પણ બહુજ ભયંકર રીતે...જીંદગી સુધી યાદ કરે એવું ......ચાલ......દૂર......ખસ..."

અરવિન્દની માગણીને ઠોકરે મારી, એ એક વાર ઠોકરાયલી વિધવા પાછી પોતાને રસ્તે પડી. પોતાના એક દાવમાં નિષ્ફળ ગએલો અરવિન્દ એટલેથી પાછો હઠે એમ ન્હોતો. તેણે પ્રપંચના પાસા હાથમાં લઇ બીજો દાવ નાખ્યો. એક વાર પોતાના ગજવામાં હાથ નાખી તેણે પેલી પિસ્તોલ બ્હાર કાઢી. થોડી વાર તેની તરફ ફાટી આંખે જોઇ, ગજવામાં મૂકતાં તે બડબડયો: " બસ. હવે એજ રસ્તો." બીજી જ પળે તેણે તાર ઓફીસમાં જઇ શેઠ પરમહંસને નીચે મુજબ ટેલીફોન કીધો.

હેલાવ્...હેલાવ્...નંબર. ૧૧૧૧...
હેલાવ્. હાં. તમે પરમહંસ શેઠ:!...હા...હું...
...અરવિન્દ........હા.........સાંભળો.
પ્રવીણચંદ્રને ઘેર, આજ પેલી વનિતાવિશ્રામની વિધવા શિક્ષકા વિમળાનું ખૂન થનાર છે, એવી બાતમી મ્હને મળી છે. માટે તમે સત્વર ત્યાં આવી મ્હને મળો. જરૂર...હા. એકદમ ...સાહેબજી.

હાંફળાફાંફળા શેઠ પરમહંસ ઉભા થઇ ગયા. અરવિન્દે એક વાર વિમળાને માટે પ્રવીણ ઉપર મૂકેલું તહોમત આજ તેને યાદ આવ્યું. શંકાશીલ શેઠ કપડાં પ્હેરી કોઇને કશું પણ કહ્યા વિના પ્રવીણચંદ્રને ત્યાં જવા ચાલતા થયા. પ્રપંચી અરવિન્દ પણ પોતાનો ધારેલો દાવ નાખવા ત્યાં જ જઇ રહ્યો હતો.

જ્યારે બીજી બાજુએ વિમળા ક્યારનીય પ્રવીણચંદ્રની પાસે પ્હોંચી ગઈ હતી. તેણે પોતાના કાળા પાપની કલંકીત કરૂણકથની પ્રવીણચંદ્ર પાસે છૂટે દીલે કહી સંભળાવી.

" પણ હશે. બ્હેન ! જે થયું એ થયું. પણ ત્હેં મ્હને એ પાપાત્માનું નામ હજુ સુધી કેમ નથી કહ્યું ?"

" એ પૈસાદાર છે. તમારાથી એનો વાંકો વાળ પણ થઇ શકે એમ નથી. "

"ભલેને હોય ! પૈસા ઉપર ન્યાયની ખરીદીનો આધાર આલોકમાં, પણ પરલોકમાં નહિ. બ્હેન !"

"ભાઇ ! એણે મ્હને પોતાના માથા ઉપરથી આ પાપી આરોપ શેઠ પરમહંસને ત્યાં જઇ આપના ઉપર ઢોળવા પણ સમજાવી જોયું, પણ મ્હેં એની એ વાતને સખ્ત શબ્દોમાં ધિક્કારી કાઢી."

"એવો મ્હારો કટ્ટો વૈરી કોણ છે ?"

"તમારો પ્રતિસ્પર્ધી ! આબરૂદારનો ડોળ રાખનાર, એનું નામ લક્ષ્મીપતિ શેઠ......"

આટલો શબ્દ વિમળાના મુખમાંથી બહાર પડે ત્યાં તો સનનન કરતી એક [illegible] બારણામાંથી છૂટી

આવી. વિધવા વિમળાની છાતી વીંધી એ આરપાર નીકળી ગઇ. તે લોહીલોહાણુ બની જમીન ઉપર તૂટી પડી.

ખૂનીને પકડવા પ્રવીણ બારણા પ્રતિ ધસ્યો. તો તેણે શું જોયું ? હાથમાં ભરેલી પિસ્તોલ લઇ અરવિન્દ ત્યાં ઉભો હતો. એક આંચકા સાથે નજર ચૂકાવી કદાવર બાંધાના પ્રવીણે એના હાથમાંહેની પિસ્તોલ નીચે ફેંકાવી દીધી. અરવિન્દને નીચે જમીન ઉપર નાખી એ ન્યાયવીર ગરીબોનો બેલી તેનું રૂધીરપાન કરવા છાતી ઉપર ચઢી બેઠો. તે વખતે મ્હોતનું છેલ્લું ડચકું ભરતી વિમળા બોલી: "ભાઈ ...એ...એ...જ...પા...પી...મ્હા...રી...આ...દ...શા...કર નાર."

અરવિન્દ પ્રતિ છેલ્લી આંગળી ચીંધી વિમળાએ પોતાનો પ્રાણ છોડયો. પ્રવીણે એની તરફ જોઇ એક ધીમો નિશ્વાસ મૂકયો. અરન્વિદની ગોળીએ એક નહિ પરન્તુ બબ્બે જીવોની હિંસા કરી હતી. (પેટમાંના ગર્ભ સાથે) વિમળાના કરૂણ મ્હોતે શાન્ત પ્રવીણનું માથું ફરી ગયું. પાસે પડેલી પિસ્તોલ લઇ તેણે અરવિન્દની છાતી સ્હામે ધરી. તે બોલ્યો: "ત્હારી પીસ્તોલ અને ત્હારૂં જ ખૂન. બોલ......હવે તુ શું કે'વા માગે છે ? આ બબ્બે ખૂનોનો તું શો જવાબ આપે છે ?"

પણ અરવિન્દ શું બોલે ? પોતાનું મ્હોત પાસે જોતાંજ તે ધોળા પૂણી જેવો થઇ ગયો હતો. એટલામાં તો વૃદ્ધ શેઠ ત્યાં આગળ આવી પ્હોંચ્યા: અંદરનું દ્રશ્ય જોતાં જ તેઓ બોલી પડયાં: "પ્રવીણ ! પ્રવીણ ! આ શું ?"

પ્રવીણના હાથમાંથી પરમહંસને જોતાં જ પિસ્તોલ સરી ગઇ. તે અરવિન્દની છાતી ઉપરથી ઉભો થઈ ગયો. એટલે ચાલાક અરવિન્દ પરમહંસના પગમાં પડી આંસુ સારતી આંખે બોલ્યો:

"પરમહંસ ! મ્હને બચાવો, મ્હારા ક્યાં ભોગ લાગ્યા કે હું આ અનાથ વિધવાને બચાવવા અહીં આવ્યો. જુઓ...જુઓ...એના હાથ જુઓ ! પેલી પિસ્તોલ જુઓ. અને પેલી લોહીમાં તરબોળ થઇને પડેલી ગરીબ બિચારી વિધવાની લાસ જુઓ. સારૂં થયું, કે તમે અણીને વખતે આવી પ્હોંચ્યા. નહિ તો મ્હારી પણ એજ દશા થાત........"

પૂરાવો પાસે મોજુદ પડેલો હતો. વળી અરવિંદની છાતી ઉપર પ્રવીણને હાથમાં પિસ્તોલ લઇને બેઠેલો પરમહંસે પોતાની સગી આંખોએ જોયો હતો. હવે શું બાકી રહ્યું ?

"પ્રવીણ ..........." પરમહંસ શેઠ તેને બે શબ્દ કે'વા જતા હતા, ત્યાં તો વચ્ચે જ પ્રવીણ બોલી પડયો.

"તમે મ્હને એક શબ્દ પણ કે'શો નહિ. જે થયું છે, તે ઈશ્વરની કોઇ ગહન ઇચ્છાએ કરીને જ થયું છે. તેમ છતાં હું આમાં તદ્દન નિર્દોષ છું."

"પાસે પૂરાવો પડેલો છે, મ્હેં મ્હારી નજરોનજર ત્હને જોયો છે, છતાં તું નામુક્કર જાય છે ?"

પ્રવીણ કંઇ જ બોલ્યો નહિ. તે નીચું જોઇ ઉભો રહ્યો. એટલે શંકાશીલ શેઠ પુનઃ બોલ્યાઃ " બોલ ! તું આને માટે શો ખુલાસો કરે છે ?"

"હું નિર્દોષ છું. બસ. એટલું જ. એ સિવાય એક અક્ષર પણ હું વધારે કે'વા નથી માગતો. "

"પણ એ મનાય જ કેમ ?"

"માનવું ન માનવું એ તમારી મુન્સફી ઉપર છે."

"તું નિર્દોષ છે, એની સાબીતી શું ?"

"ખુલાસો કરનાર આ દુનિયામાં રે'વા નથી પામી, તેથી જ...નહિ તો...ક્યારનોય ખુલાસો થઇ ગયો હોત."

*

"ત્હારા આવા ગોળગોળ અને ઉડાઉ જવાબો ઉપરથી મ્હને ઉલ્ટો ત્હારી જ ઉપર વધુ શક જાય છે. પ્રવીણ ! મ્હેં ત્હને બહુ જ લાયક અને સજ્જન ધાર્યો હતો. પરન્તુ અફસોસ! ઉલ્ટો સફેદ વસ્ત્ર ઉપર જ કાળો ડાઘ જલ્દી લાગ્યો. "

"તમને જે દેખાય તે ખરૂં."

"ત્યારે...ત્હારૂં એમ કે'વું છે, કે મ્હેં જે જોયું છે, તે સ્વપ્નું છે. "

"નહિ, તમારી આંખોમાં પરિવર્તન નથી થયું, પરન્તુ આ પ્રવીણની ભાગ્યવિધાત્રીમાં જ પરિવર્તન થયું છે."

"અરવિન્દ ! તમને આ ખબર ક્યાંથી પડી ?"

"મરનાર પોતે જ આજ મ્હારે ત્યાં આવી હતી. તમારી આંખો ઉઘાડવા મ્હેં એને પ્રવીણનું પાપ નજરેનજર બતાવી આપવાનું કહ્યું. એણે એ વાત કબૂલી. અને મ્હેં તમને તારથી ખબર આપી."

"પણ તેમાં તો તમે મ્હને વિમળાનું ખૂન થનાર છે, એમ જણાવ્યું હતું ને ?"

"એ તો ફક્ત તમે સત્વર અને અચૂક આવી પ્હોંચો, એટલા જ માટે, બાકી મ્હને એવી સ્વપ્ને પણ ખબર ન્હોતી, કે બીના આમ બનશે. શેઠજી! છેવટ મ્હારા શબ્દો સ્વાભાવિક જ સાચા પડયા. જો મ્હને એવી ખબર હોત, કે પ્રવીણનું પાપ નજરેનજર જોવા જવાની યુક્તિ રચતાં વિમળાનું ખરેખર ખૂન થશે, તો હું એને એવી સલાહ કદી પણ આપત નહિ. પરન્તુ આ તો અણધાર્યું અને અકલ્પિત એવું એકાએક થઇ ગયું."

"શાબાશ, અરવિન્દ શેઠ! શાબાશ ધન્ય છે તમારા આ સત્ય શબ્દોને." પ્રવીણના મુખમાંથી આટલા ઉદ્ગાર બ્હાર પડયા.

*　　*　　*　　*　　*

છેવટ્ લાચાર શેઠ પરમહંસે ટેલીફોન કરી પોલિસોને બોલાવ્યા. અમલદારે આવી તમામની જુબાની લીધી. વિમળાના શબને લઇ જવામાં આવ્યું. નિર્દોષ પ્રવીણચંદ્રના હાથમાં બેડીઓ પડી.

પલકભરમાં આખા શહેરમાં વાને વેગે વાત પ્રસરી રહી, કે: "વ્યવસ્થાપક પ્રવીણચંદ્રે વિમળાનું ખૂન કર્યું. એને પકડી જવામાં આવ્યો છે."

નિર્દોષ અને નિષ્કલંકીત તે કલંકીત જાહેર થઇ ચૂકયો. ખરેખર ! જેની વિધાતા વાંકી, એનું બધુંય વાકું ! જેની વિધાતા સીધી, એનું બધુંય સીધું. સાચાને આજ શીરપાવ જુઓ તો આ ! ભલાઇનો બદલો આ દુનિયામાં બંધન !

હવે તમેજ કહો, કે: આજ ભલાઇનો વખત છે ?

## પુષ્પઃ–૧૧ મું

## "કંગાલનું કોણ ?"



આખું કલકત્તા એમ માનતું હતું, કે અરવિન્દ મ્હોટો આબરૂદાર માણસ છે. શ્રીમંતોના અવગુણ આજની દુનિયામાં ઉઘાડા જ ક્યારે પડે છે ? જ્યારે કંગાલની રજ સરખી વાતને પણ મોટું ગજ બનાવી મૂકે છે. "વ્યવસ્થાપક પ્રવીણચંદ્રે વનિતા વિશ્રામની વિધવા વિમળા સાથે પાપકર્મ કર્યું. અને છેવટ તે છુપાવવાને તે બાપડીનું ખૂન કર્યું. તેજ વખતે શેઠ

પરમહંસ વડે તે પકડાઇ ગયો. " એ વાત આજ ઠેકઠેકાણે ચર્ચાઇ રહી હતી.

કેવળ એકજ વ્યકિત આખા કલકત્તામાં એવી હતી, કે જેને ગળે આ વાત ઉતરતી ન્હોતી. અને તે પ્રવીણચંદ્રનો વિદ્વાન શિષ્ય, અગર તો પરમપ્રિય સ્નેહી એવો પુષ્પધન્વા.

પોતાના પ્રેમપાત્રનો આઘાત આ નવી ખબર સાંભળતાં જ તે ભૂલી ગયો. "પોતાનો મિત્ર આવું નીચ કામ કરે," એ તેની ધ્યાનમાં ન ઉતર્યું. તેને પ્રવીણના ચારિત્ર્ય અને વિદ્વત્તાને માટે બહુજ માન હતું. 'નક્કી કોઇ વિપરીત સંજોગનો ભોગ એ થયો હોવો જોઇએ, અગર તો કદાચ કપટી અને કારસ્થાની એવા અરવિન્દની શયતાની જાળમાં એ ફસાયો હોવો જોઇએ." એમ વિચાર કરતો તે શેઠ પરમહંસની પાસે આવી પહોંચ્યો. પોતે પોતાનો મત જ્યારે અરવિન્દને બદલે પ્રવીણચંદ્રને આપ્યો, ત્યારે અરવિન્દના 'જોઈ લઇશ.' શબ્દો હજુય તેના કર્ણમાં ગુંજી રહ્યા હતા.

*  *  *  *  *

જ્યારે તેણે શેઠ પરમહંસના દિવાનખાનામાં પગ મૂકયો, ત્યારે તેના કાનમાં એક હૃદયભેદક વાકય આવી અથડાયું. એ વાક્ય શેઠ પરમહંસને તેની પુત્રી પૂર્ણિમા સંભળાવી રહી હતી.

"કેમ? તમે તો એની સાથે મ્હારા વિવાહ કરવાના હતાને? પુષ્પધન્વા પણ એની બહુજ તારીફ કરતા હતા. હવે તો જોયુંને? બહુ વખાણી એજ ખીચડી દાંતે વળગી."

"અવિનયની ક્ષમા. પૂર્ણિમા બ્હેન! તમે પ્રવીણચંદ્રને કલંકીત ભલે માનો, પરંતુ હું તો હજુય એમને પ્હેલાંના જેવાં જ પવિત્ર માનું છું." આ શબ્દો વડે પ્રત્યુત્તર આપતો પુષ્પક અંદર દાખલ થયો.

એક પલક આશ્ચર્યની ! અને તે પછી પૂર્ણિમા બોલી: "હ્યો, હજુ તો પવિત્ર માનવાની વાતો કરો છો ? કોઈ દિવાનાની આગળ એવી વાત કરો."

"હું દિવાનાની આગળ જ આ વાત કરી રહ્યો છું."

"શું ?........."એ પૈસાદારની પુત્રી મગજ ફેરવીને પોતાની જગ્યાએથી ઉઠી ઉભી થઇ.

"પૂર્ણિમા ! તું અત્યારે બ્હાર જા. મ્હારે પુષ્પક સાથે થોડી વાતો કરવી છે." પિતાનો હુકમ થયો.

"કર્યા કરો. હું તો આ ચાલી..." દોરદમામમાં જ એ ભણેલી કન્યા ઓરડો છોડી ગઈ.

"શેઠજી ! તમે પ્રવીણચંદ્રને માટે શું ધારો છો ?" પૂર્ણિમાના ગયા પછી પુષ્પકે પ્હેલો જ પ્રશ્ન કર્યો.

"આમાં ધારવા જેવું હવે રહ્યું છેજ શું ? મ્હેં જે દેખાવ મ્હારી નજરોનજર જોયો, તે જોયા પછી કોઇ સાધારણ બાળક પણ એમ ન કહી શકે, કે પ્રવીણ ખૂની અને ગુન્હેગાર નથી."

"છતાં કેટલીક વાર આંખે જોયેલ દેખાવ પણ ખોટાં ઠરે છે."

"જો એમજ હોય, તો પછી એ જાતે જ ખુલાસો કાં નથી કરતો?"

"એમાં પણ કોઇ ગુપ્ત ભેદ હોવો જોઇએ. કદાચ એમાં કોઈ સારા માણસની આબરૂનો સવાલ હોય."

"જે હશે તે થઈ રે'શે. ચાલો કોર્ટનો વખત થવા આવ્યો છે. આજના એના કેસમાં જે કંઇ સત્ય હશે, તે એની મેળે આપોઆપ તરી આવશે."

"પણ શેઠજી ! હું એક નમ્ર વિનંતી કરી લઉં છું.'

"શાની ?"

"ગુહ્નાની પુરેપુરી તપાસ થયા વિના..."

તે માટે ત્હારે બેફિકર રે'વું."

*　　*　　*　　*　　*

"તમારે તમારા બચાવમાં જે કંઇ કહેવું હોય, તે કહો." ન્યાયાધિશે આખો કેસ સાંભળી રહ્યા પછી પ્રવીણચંદ્રને પૂછ્યું.

"મ્હારે જે કંઇ કહેવાનું હતું, તે હું તેજ વખતે શેઠ પરમહંસને કહી ચૂકયો છું. તેમ છતાં તમે નહિ માનતા હો, તો પછી મ્હને ખૂની અને કલંકિત માનો. બેમાંથી ગમે તે એક તો હું હોવો જ જોઇએ, અને છું જ. કયાં તો નિર્દોષ ? કયાં તો ગુહ્નેગાર !"

"અમે તમને નિર્દોષ નથી માનતા, કારણ તમામ પુરાવા તમારી વિરૂદ્ધમાં છે."

"તો ભલે. ખૂની માનો. તમારા કહેવાથી કે માનવાથી હું કંઇ નિર્દોષનો ખૂની, અને ખૂનીનો નિર્દોષ નથી થઇ જવાનો. હું જે છું, તેજ છું, અને ઠેઠ સુધી રહીશ. એક મ્હારૂં મન સમજે છે, બીજો મ્હારો પ્રભુ સમજે છે, ત્રીજો આ મરનાર બાઇ વિમળાનો આત્મા સમજે છે, અને ચોથું...ચોથું..."

"ચોથું કોણ?"

"એ આટલામાં જ છે...છતાં જવા દયો. હું એનું નામ દેવા નથી માગતો. હું એને પ્રભુની દયા ઉપર છોડી દઉં છું."

"ત્યારે તમે તમારો ગુહ્નો તમારે મોઢે જ કબુલ કરો છો ?"

"એ કામ પણ તમે માનો છો, એટલું સ્હેલું નથી. બહુ જ કઠણ છે. એક સદ્દગુણ છે."

"તો પછી તમારી જીભ ખોલી દેવામાં તમારૂં જાય છે શું ?" શેઠ પરમહંસ પોતાની જગ્યાએથી ઉભા થઈ ગર્જ્યા.

" હું કહીશ, તે તમે માનશો ? "

" માનવા જેવું હશે, તો જરૂર. "

" ત્યારે સાંભળો. ખરો ખૂની હું નહિ પરન્તુ શેઠ અરવિન્દ છે. "

"હેં ! શું હુ ખૂની ? " અરવિન્દ પોતાની જગ્યાએથી ઉભો થઈ ગયો. " મ્હારી આબરૂ પર તરાપ ! ન્યાયાધિશ સાહેબ ! ગુન્હેગાર પોતાના બોલેલા બોલ ખરા છે, એમ અત્યારે સાબીત ન કરી આપે તો મ્હારી આબરૂ પર હાથ નાખવાના બીજા ગુન્હાને માટે એને બેવડી શિક્ષા થવી જોઇએ. મ્હને મ્હારી આવી જાહેર બદનક્ષીનો યોગ્ય બદલો મળવો જોઇએ. "

"મળશે. અરવિન્દ શેઠ ! તમને જરૂર મળશે. તમારા કૃત્યનો બદલો હું નહિ, મ્હારો પરમાત્મા નહિ, તો આ ગરીબ વિધવાનો અકાળે ગત થયેલ જીવ, તમને ભૂત થઇને પણ જરૂર વાળી આપશે."

"બસ કરો. પ્રવીણચંદ્ર ! તમે અરવિન્દ શેઠનું નામ દયો છો, તેના તમારી પાસે શો પુરાવો છે ? " ન્યાયાધિશ આંખ ફેરવીને ધનવાન શેઠ તરફથી બોલ્યા.

"મ્હારો બોલ એજ મ્હારો પુરાવો. મ્હારૂ અત્યાર પર્યંતનું બ્રહ્મચર્યની વિશુદ્ધ વર્તન એજ મ્હારો સાક્ષી. મ્હારા મોઢા ઉપર ઝળકી રહેલી નિર્દોષતા અને નિષ્કલંકીતતાના નૂર એજ મ્હારી સાબીતીઓ."

"તમારા એવા તત્વજ્ઞાનના જવાબો અહીંઆ કોર્ટમાં ન ચાલે."

"એ તો હુ પ્હેલેથી જ ન્હોતો કે'તો, કે હું કંઇ જ કે'વા માંગતો નથી. ખૂનીનું નામ દેવા છતાં તમે તેને કંઇ જ કરી શકવાના નથી.'

"ઉલ્ટો તમે અરવિન્દ શેઠની આબરૂ ઉપર હાથ નાખી તમારો ગુહ્નો બેવડો કર્યો છે."

"દશ ઘણો કયાં નથી થતો ? સાચું બોલવાને માટે આજકાલના ન્યાયમંદિરોમાં જે કંઈ શિક્ષા થતી હોય, તે સહન કરવા હું તૈયાર છું."

"ત્યારે હવે હું મ્હારો છેલ્લો ચુકાદો આપી દઉં છું. કોઇને આ વિષયમાં કંઇ નવું અજવાળું પાડવું છે ?"

"સબૂર !" એક નવયુવાન બ્હાર આવ્યો. "હું કોર્ટને વિનંતી કરૂં છું, કે સંજોગનો ભોગ થઇ પડેલા મ્હારા મિત્રને તેના બોલેલા બોલ સાચાં છે કે ખોટાં તે સાબીત કરી આપવા સાત દિવસની મહેતલ મળવી જોઇએ."

"તમે કોણ છો ?"

"હું એમનો પરમસ્નેહી અને શેઠ અરવિન્દનો પાલક લઘુબંધુ. મ્હારૂ નામ પુષ્પધન્વા."

"વારુ, ત્યારે મી૦ પુષ્પધન્વા ! તમે તમારા મિત્રને માટે જામીનગીરી આપવા તૈયાર છો ?"

"અરે જામીનગીરી તો શું, બલ્કે આ જાન માગો તો તે પણ આપવા તૈયાર છું."

"શાબાશ. ત્યારે બોલો, તમે કેટલા રૂપીઆની જામીનગીરી આપી શકશો ?"

"રૂપીઆ ! રૂપીઆ તો મ્હારી પાસે નથી. હું તો એક કંગાલ માણસનો પુત્ર છું."–

"ત્યારે કોર્ટ તમારા ગરીબના બોલ (વિશ્વાસ) ઉપર ગુન્હેગારને છોડવા ઇન્કાર કરે છે."

"અફ્સોસ!" કે'તા એ તરૂણ યુવાનની આશા ભાંગી ગઇ. એટલે અત્યાર સુધી શાન્ત બેઠેલા સભ્યોમાંથી શેઠ પરમહંસ આગળ આવ્યા.

"એની જામીનગીરી નહિ ચાલતી હોય, તો હું પોતે પ્રવીણચંદ્રનો જામીન થવા તૈયાર છું. સરકાર એને સાત દિવસની મુદ્દત ખુશીથી બક્ષે."

"ધન્ય છે...શેઠજી...આપની ઉદારતાને વારંવાર ધન્ય છે." પુષ્પકે શેઠને ધન્યવાદથી નવાજ્યા.

કોર્ટમાં અશાન્તિનું વાતાવરણ પ્રસર્યું. અરવિન્દ પોતાના સિંહ-સમા દુશ્મનને આમ પોતાના પંજામાંથી સ્હેલાઇથી છટકી જતો ન જોઈ શક્યો. તે ગર્જ્યો: "જરા વાર થોભો. સરકાર એને ગુન્હેગાર તરીકે ભલે છોડી દે, પરન્તુ તે પ્હેલાં એણે મ્હારી આબરૂને માટે જવાબ આપવો જ જોઇએ."

પુનઃ પ્રેક્ષકવર્ગમાં શાન્તિ પ્રસરી. એટલે પ્રવીણચંદ્ર પ્હાડી શબ્દે ગર્જ્યો: 'ન્યાયાધિશ સાહેબ! હું સત્યમાં ઉછર્યો છું, અને સત્યને માટે જ મરી બતાવીશ. જામીન કોને જોઇએ? ગુન્હેગારને, નિર્દોષને નહિ. નિર્દોષનો ખરો જામીન તો પરમકૃપાળુ પરમાત્મા ઉપર બેઠેલો જ છે. તે તમામ જોઇ રહ્યો છે. તે અન્યાય નહિ ચાલવા દે. હું સાચો હોઇશ, તો મ્હને સંપૂર્ણ શ્રદ્ધા છે, અચળ વિશ્વાસ છે, કે મ્હારો વાંકો વાળ પણ થનાર નથી. હું કોઇની પણ જામીનગીરી ઉપર છુટવાની સાફ ના પાડું છું. સરકારની મરજી હોય, એનું ધ્યાન પ્હોંચે, તો મ્હારા શબ્દ ઉપર વિશ્વાસ રાખી મ્હને છોડે."

અને એનો અંતિમ અંજામ પછી શું આવ્યો ? પ્રવીણને કોર્ટે છોડયો તો નહિ, પરન્તુ ગુન્હેગારના મિત્રને તેના સ્નેહીને નિર્દોષ ઠરાવવાની સાબીતીઓ રજુ કરવા માટે તેની માગેલી સાત દિવસની મુદત મળી. એ શેઠ પરમહંસનો પ્રતાપ !

આખા કલકત્તામાં હો-હા થઇ રહી. "આજથી આઠમે દિવસે સ્હવારે પ્રવીણચંદ્રને ફાંસીની શિક્ષા થનાર છે."

*            *            *            *

ખાલી પડેલી વ્યવસ્થાપકની પદવી પૂર્ણિમાના સમજાવ્યાથી શેઠ પરમહંસે હવે અરવિન્દને આપી. લાંબે વખતે ધારેલા પાસા પોબાર પડવાથી અરવિન્દના હૈયાની હોંસ પૂરાઇ. પૂર્ણિમાનો પણ એમાં અર્ધો ભાગ હતો.

જ્યારે શેઠ પરમહંસના દીલમાં આ ભયંકર બનાવે સખ્ત આઘાત પ્હોંચાડયો. "એમાં સાચું કોણ ? ખૂની કોણ ? નિર્દોષ કોણ ? અરવિન્દ કે પ્રવીણ ? અરેરે ! મ્હારી જુબાનીથી કદાચ પ્રવીણ માર્યો જાય, અને અરવિન્દ બચી જાય તો ! નિર્દોષ શિક્ષામાં સપડાઇ જાય, અને ખરો ખૂની આબાદ છટ્કી જાય તો ! તો એ બંનેને માટે જવાબદાર હુંજ છું."

આ ચિન્તામાં ને ચિન્તામાં તેમણે તેજ દિવસથી માનસિક માંદગીનું બિછાનુ સેવ્યું. પુષ્પધન્વા પરમહંસની પાસે વારંવાર આવતો જતો હતો. આજ શેઠ પરમહંસના કે'વાથી તેમની ચિઠ્ઠી લઈ તે પોતાના પ્રિય મિત્રને મળવા કારાગૃહમાં ગયો.

શેઠની ચિઠ્ઠી જોતાં જ અમલદારે તેને અંદર જવા દીધો. અંદર જતાં જ ઉભય સ્નેહીઓ એકેકને ભેટી પડયાં. બંનેની આંખમાંથી અશ્રુની ધારા ચાલી.

"પુષ્પક ! તું શા માટે આવ્યો ?"

"તમારી પાસે ખરો ખુલાસો મેળવવા."

"તું મ્હને કેવો ધારે છે ?"

"નિર્દોષ! પવિત્ર! નિષ્કલંકીત !"

"છતાં પણ હવે શું થઇ શકે એમ છે ?"

"કશું બગડી ગયું નથી. તમે મ્હારી, તમારા મિત્રની પાસે તમારૂં હૃદય બેધડક ખાલી કરો. ઈશ્વર–કૃપા હશે, તો હું તમારી જીવન–નૌકા બચાવી લેવા ભાગ્યશાળી થઇશ."

"પરન્તુ મ્હારી પાસે મ્હારી સત્યતાનો કંઇ જ આધાર નથી."

"આધાર હું મેળવી લાવીશ."

"તો સાંભળ......"

પોતાના હૃદયમાં દાટી રાખેલી હૃદયભેદક વાત તેણે પોતાના સ્નેહીને સવિસ્તારી કહી નાખી. એક ચિત્તે એ બધું સાંભળ્યા પછી પુષ્પધન્વા બોલ્યો: 'ખરેખર! અંતે હું ધારતો હતો, એજ નીકળ્યું."

"શું ?"

"તમે એ હરામખોર અરવિન્દની જ પ્રપંચજાળના ભોગ થયા છો."

"હા. પણ કહે, હવે તું શું કરવા માગે છે ?"

"હું તમને કહી નહિ બતાવું, પરન્તુ કરી બતાવીશ."

"પરન્તુ...ઉભો રહે. આ વાત હમણા ત્રીજે કાને ન જાય, એની ખાસ..."

"એક શેઠ પરમહંસ સિવાય."

"ભલે! પણ બીજા કોઇને એનો ઇસારો સરખો પણ..."

"તે માટે આપ બેફિકર રહો. મ્હારો હોઠ કદાપી નહિ ઉઘડે."

"આપ જોઉં, વચન."

"લ્યો આ વચન...મ્હારા સ્નેહી! તમારા સોગન."

* * * *

શેઠ **પરમહંસને** આ રહસ્યમય વાત કહી, **પ્રવીણનો** કેસ **ફરી** ચલાવવાની હુંફે, તથા તેમની મદદથી જોઇતી સાબીતીઓ મેળવવાની આશાએ પુષ્પધન્વા હવે હર્ષભેર શેઠને બંગલે દોડયો. તેને **પરમહંસ** ઉપર સંપૂર્ણ વિશ્વાસ હતો. પરન્તુ ગરીબનું નસીબ હંમેશાં ગરીબ જ હોય છે. સંકટો જ્યારે આવે છે, ત્યારે આવી લાગે છે.

બંગલાને પ્હેલે જ પગથીએ પુષ્પધન્વાએ જયાં પગ મૂકયો, ત્યાં તો **પરમહંસ** શેઠના અવસાનની પ્રાણપોક તેને કાને પડી. **માનસિક** માંદગી સેવતા શેઠ પોતાની મિલ્કતનું વસીયતનામું પણ કરવા ન રહ્યા. તેમનો અમર આત્મા અખિલેશને અમરધામે સંચરતા કરોડાધિપતિની પુત્રી પૂર્ણિમાના નસીબ ઉઘડી ગયાં. તેના સ્વાતંત્ર્યના રસ્તામાં નડતો કાંટો કાળના કઠણ હાથે ઉંચકી બાજુએ ફેંકી દીધો.

પુષ્પકના મનની આશા મનમાં જ રહી ગઇ. હતાશ એવો તે ભગ્નહૃદયી યુવક! મંદ મંદ પગલે નિશ્વાસ નાખતો પોતાને ઘેર **પાછો** ફર્યો. 'નસીબ બે ડગલાં આગળનું આગળ.'

એની આંખમાંથી દડદડ આંસુના બિન્દુઓ સરવા લાગ્યાં. એની ગળગળી વાચા ન્યાયી નિરંજનને ફરિયાદ કરવા લાગી. "ધનવાનના સો સગા...પણ **કંગાલનું** કોણ ?"

"એક !...તુંહી !...તુંહી !...તુંહી !"

**—: પ્રથમ ભાગ :—**

**સમાપ્ત.**

# (વાંચો) સચીત્ર ધાર્મીક પુસ્તકો.

નરસીંહ મહેતો ભાગ ૧-૨ સચિત્ર દરેકના ૦-૧૦-૦
મીરાંબાઇ ભાગ (૧-૨)સચીત્ર દરેકના ૦-૧૦-૦
રામલીલા ભાગ ૧-૨ સચીત્ર દરેકના ૦-૧૦-૦
વીણાવેલી ભાગ ૧-૨ સચીત્ર દરેકના ૦-૧૦-૦
સચીત્ર સતિદ્રૌપદી ૦-૧૦-૦
મદાલસા ભાગ ૧-૨ સંપૂર્ણ સચીત્ર કીં. ૦-૧૦-૦
રાજકઠીઆરો સંપૂર્ણ ૧-૪-૦
રક્ષક કે ભક્ષક ? ૦-૧૦-૦
સતિ સીતા સચીત્ર ૦-૧૦-૦
પતિનારાયણ વૃત ૦-૬-૦
સત્યનારાયણની કથા ૦-૬-૦
વારાંગના કે દેવાંગના?૦-૧૦-૦
બત્રીસ પુતળીમાંની જુદીજુદી વાતો ૧ થી ૧૦ ભાગમાં સચીત્ર દરેક ભાગની કીં. ૦-૮-૦
બત્રીસ પુતળી સંપૂર્ણ સોનેરી બાઇન્ડીંગ ૩-૮-૦
કામલત્તા સચીત્ર ૦-૮-૦
સમાજમે શીકાર ૦-૧૦-૦
ચીતોડનો કસ્તુ કીં ૦-૮-૦
પ્રતાપી પ્રમિલા કી. ૦-૮-૦
રૂષિરાજનાંપદ સચિત્ર ૦-૮-૦
ચતુર સ્ત્રી વિલાસ ગરબાવળી (લગનનાં ગીત સાથે) ૦-૮-૦
જુલ્મીજનેતા ૦-૬-૦
હિંદુ સંસાર સચીત્ર ૦-૧૦-૦
જીવતી ચુડેલ સચીત્ર ૦-૮-૦
રાજા હરિશ્ચંદ્ર હરિગીતમાં સચીત્ર ૦-૬-૦
ઓડાણો ભાગ ૧૨ સચીત્ર દરેક ભાગના ૦-૧૦-૦
પવિત્રકુમાર સચીત્ર ૦-૧૦-૦
પવિત્રતાનો પ્રતાપ ૦-૧૦-૦
પારસમણી ૧૯૨ પાનાં ૦-૮-૦
,, મોટી ૨૫૮ પાનાં ૦-૧૦-૦
ભકતશીરોમણી પાનાં ૧૯૨ કીં ૦-૮-૦
ઝેરી ઝવેરોસચીત્ર કીં ૦-૧૦-૦
એકજપૈસો સચીત્ર કો. ૦-૮-૦
ભકતશીરોમણી પાનાં ૨૫૬ કી ૦-૧૦-૦
સતીતારામતીવાર્તા સચીત્ર ૦-૧૦-૦
કોણ ચાલાક? સચીત્ર ૦-૧૦-૦
ખુનીની ખોપરી. ૦-૮-૦

વિષનો વરસાદ ... ૦–૮–૦
પાપનું પડીકું ... ૦–૮–૦
જગતનો જાદુગર ... ૦–૮–૦
શવાશેરની શોધમાં...૦–૮–૦
ડોકટર દૈત્ય ... ૦–૮–૦
કપટસીંહ ... ૦–૬–૦
ભેદીમુડદુ ... ૦–૬–૦
સોળવરસની સતી— ૦–૮ ૦
મેના શેઠાણી ૦–૬–૦
સતિ તેજબા ૦–૬–૦
બરાસ કસ્તુરી ૦–૮–૦
ગજરામારૂ ૦–૮–૦
સદેવંતઅનેસાવળીંગા૦–૮–૦
ગુલબંકાવલી ૦–૮–૦
બત્રીસ પુતળી સંપૂર્ણ૨–૮–૦
સાડાત્રણ ભાઇબંધ ૦–૮–૦
ભયંકર ભુતાવળ ૦–૬–૦
ડીટેકટીવ કે દેવ ૦–૮–૦
ભજનસાગર ૦–૮–૦
ભજન ભંડાર ૦–૮–૦
કૃષ્ણસુદામા સચિત્ર ૦–૧૦–૦
રાજભાષા (ઇંગ્રેજીસહેલાઇથી
શીખવાનું સાધન કી. ૧–૮–૦
સચિત્ર કોકશાસ્ત્ર કી. ૧–૮–૦
હુન્નર પ્રકાશ કી. ૨–૦–૦
રસીક ધોળપદ કી. ૧–૪–૦

શુદ્ધ કાવ્યદોહન ૧ થી ૫ ભાગ
કી, ૨–૦–૦
સુડાબહોતેરી કી. ૨–૦–૦
ગીરધરકૃતરામાયણ કી. ૩–૦–૦
તુલસીકૃતરામાયણકી. ૬–૦–૦
પૈસા કેમ કમાવા ? વ્યાપારી
તાલીમ શીખવનારૂ સર્વોતમ
પુસ્તક ૧–૮–૦
સ્વામીદયાનંદનું જીવન ચરિત્ર
કી ૨–૦–૦
નઝીર કી ૧–૦–૦
પંચીકરણ કી ૨–૦–૦
મોટીગાયનમાળા બાર ભાગ
કી. ૦–૧૨–૦
,, ,, આઠભાગ કી. ૦–૮–૦
,, ,, છ ભાગ. કી. ૦–૪–૦
મહાભારત વલ્લભ વ્યાસનું
કી ૬–૦–૦
વિવેકાનંદનું જીવન ચરિત્ર
સચીત્ર કી. ૩–૪–૦
સ્વામી રામતીર્થનું જીવન
ચરિત્ર ૨–૮–૦
સચિત્ર મીરાંબાઇ
ભા.૧ લો. ૦–૧૦–૦
,, ,, ૨ જો. ૦–૧૦–૦
,, મદાલસા ચરિત્ર ૦–૧૨–૦
,, ડાકુની દીકરી ૦–૮–૦

